ધર્મબોધ ગ્રંથમાળા-પુષ્પ ત્રીજું

# સાચું અને ખોટું

## [ સ્યાદ્વાદ ]

લેખક :

શ્રી ધીરજલાલ ટોકરશી શાહ.

પ્રકાશક

શ્રી મુક્તિકમલ જૈન મોહનગ્રન્થમાળા

કાર્યાધિકારી-લાલચંદ નંદલાલ શાહ

ઠે રાવપુરા, ઘીકાંટા, વડફળીઆ-વડોદરા

# વિષયાનુક્રમ.



૧

# સાચું અને ખોટું

## જાણવાની જરૂર

સજ્જન અને દુર્જન એક નથી, સદાચારી અને દુરાચારી સમાન નથી, યોગી અને ભોગી સરખા નથી

સબરસ અને સાકરમા ફેર હોય છે, મગ અને મરીમા તફાવત હોય છે, ધૂળ અને તેજમતૂરીમા કોઇ ને કોઇ પ્રકારનો ભેદ અવશ્ય હોય છે

તે જ રીતે 'સાચુ' અને 'ખોટુ' એક નથી, 'સાચુ' અને 'ખોટુ' સમાન નથી, તેમ 'સાચુ' અને 'ખોટુ' સરખુ પણ નથી સાચામા અને ખોટામા ફેર હોય છે, સાચા અને ખોટામા તફાવત હોય છે, સાચા અને ખોટામા કોઇ ને કોઇ પ્રકારનો ભેદ અવશ્ય હોય છે

'બધું જ સાચુ છે' કે 'બધું જ ખોટુ છે' એમ માનવુ એ મૂઢતાની નિશાની છે એનો અર્થ તો એ થયો કે–આ જગતમા સાચા અને ખોટા જેવા કોઈ ભેદો હસ્તી ધરાવતા નથી અને ખરેખર જો તેમજ હોય તો 'સાચુ કરવાનો અને ખોટુ છોડવાનો' આગ્રહ રાખવો, ઉપદેશ દેવો કે પ્રચાર કરવો એ સરાસર ભૂલ ગણાય, ફોગટનો પરિશ્રમ લેખાય કે એક જાતની મૂર્ખતા જ મનાય અને એ રીતે જો 'સાચુ કરવાનો અને ખોટુ છોડવાનો' આગ્રહ રાખનારને, ઉપદેશ દેનારને કે પ્રચાર કરનારને મૂર્ખ માનીએ તો જગત્‌નો કોઈ પણ મહા પુરુષ તેમાથી બાકી રહે નહિ, કારણ કે તે દરેકે એક યા બીજા પ્રકારે 'સાચુ કરવાનો અને ખોટુ છોડવાનો' આગ્રહ રાખેલો છે, ઉપદેશ દીધેલો છે અને પ્રચાર કરેલો છે એટલે જગતના તમામ મહાપુરુષોને મૂર્ખ ઠરાવવા જેટલી આપણી હિમ્મત ન હોય–અને ન જ હોય–તો ઉત્તમ રસ્તો એ છે કે 'બધુ જ સાચુ છે' કે 'બધુ જ ખોટુ છે' એમ માનવાનુ છોડી દઈને 'અમુક સાચુ છે' અને 'અમુક ખોટુ છે' તેમ માનવુ જોઇએ

કોઈ જમવા બેસનાર કદી એમ કહે છે ખરો કે 'મને ગમે તે આપો, કારણ કે બધું જ સરખુ છે?' કદી તે એમ કહે તો તેનુ પરિણામ શુ આવે? સભવ છે કે તેના ભાણામા 'રોટલી' 'દાળ' 'શાક' 'ચટણી' 'રાયતુ' અને 'ભાત' પીરસવાને બદલે કાચુ અનાજ, કોકમ, રાઈ, મેથી, ફલના છોડા, ધૂળ, રાખ, કચરો ગમે તે પીરસાય, કારણ કે ગમે તેમા એ બધાનો સમાવેશ થાય છે

કોઈ શાકભાજી લેવા જનાર કાછીયાને કદી એમ કહે છે

ખરો કે 'મને ગમે તે શાક આપ, કારણ કે બધુ જ સરખુ છે?' કદી તે એમ કહે તો સભવ છે કે તેની થેલીમા કૂણી કાકડી, તાજા તુરિયા કે પાકેલા ટામેટાને બદલે ઘરડો ગવાર, વાસી ગલકા કે ઉતરી ગયેલી દૂધી આવી પડે, કારણ કે ગમે તેમા એ બધા શાકનો સમાવેશ થાય છે

કોઇ કાપડ લેવા જનાર કાપડિયાને કદી એમ કહે છે ખરો કે 'મને તુ ગમે તે કાપડ આપ, કારણ કે બધુ જ સરખુ છે?' કદી તે એમ કહે તો સભવ છે કે તેના હાથમા પહેરણ, ડગલા અને ટોપીના કાપડને બદલે ચોળી, ચણિયા અને સાડીનુ કાપડ આવી પડે, અથવા તો શરબતી મલમલ અને સેનાને સ્થાને ઘોડા છાપનો માદરપાટ કે બગસરાનો ચોતારો ચૉફાળ રજૂ થાય, કારણ કે ગમે તે કાપડમા એ બધાનો સમાવેશ થાય છે

કોઇ આગગાડીનો મુસાફર સ્ટેશન માસ્તર કે ટિકીટ આપનારને કદી એમ કહે છે ખરો કે 'મને ગમે તે સ્ટેશનની ટિકીટ આપો, કારણ કે બધા જ સ્ટેશન સરખા છે?' અને કદી કહે તો સભવ છે કે તેને વડોદરાને ઠેકાણે વઢવાણ જવુ પડે, અમદાવાદના સ્થળે અહમદનગર ઉતરવુ પડે અને પુનાને બદલે પાચોરા પહોચવુ પડે, કારણ કે ગમે તે સ્ટેશનમા એ બધાનો સમાવેશ થાય છે

એટલે બધુ જ સરખુ છે કે બધુ જ સાચુ છે એમ માનવાથી કોઇ પણ વ્યવહાર સફલ થતો નથી

જો બધુ જ ખોટુ હોય તો ખાવાનો, પીવાનો, હરવાનો,

કરવાનો, બોલવાનો, ચાલવાનો, વાતો કરવાનો, વિવાદ કરવાનો, ગાવાનો, રોવાનો, સૂવાનો, બેસવાનો પ્રભુભક્તિનો, જપતપનો અને કોઇ પણ ક્રિયા કરવાનો કાંઇ જ અર્થ નથી, કારણ કે બધામા તે સઘળી ક્રિયાઓનો સમાવેશ થાય છે

એટલે 'બધુ જ સાચુ છે' કે 'બધુ જ ખોટુ છે' એમ માનવુ એ યુક્તિ અને અનુભવથી વિરુદ્ધ છે, અને તેથી નિરાધાર (નિર્+આધાર=આધાર વિનાનુ), અપ્રામાણિક (અ+પ્રામાણિક=ન પ્રામાણિક=પ્રમાણ વિનાનુ), ગેરવ્યાજબી (ગયર્+વ્યાજબી-નહિ વ્યાજબી) કે ખોટુ (તથ્ય વિનાનુ) છે, જ્યારે 'અમુક સાચુ છે' અને 'અમુક ખોટુ છે' એમ માનવુ એ સાધાર (સ+આધાર=આધારવાળુ), પ્રામાણિક, વ્યાજબી કે સાચુ (તથ્યવાળુ) છે

જ્યા અમુક સાચુ હોય અને અમુક ખોટુ હોય, ત્યા 'કયુ સાચુ છે અને કયુ ખોટુ છે?' એ જાણવાની જરૂર છે, જેથી સાચાને ખોટુ અને ખોટાને સાચુ માનવાનો પ્રસગ આવે નહિ

સાચાને સાચુ માનવુ અને ખોટાને ખોટુ માનવુ એ વ્યાજબી છે, યોગ્ય છે, ન્યાયી છે, સગત છે, અવિસવાદી છે કે 'સમ્યક્' છે, અને સાચાને ખોટુ માનવુ અને ખોટાને સાચુ માનવુ એ ગેરવ્યાજબી છે, અયોગ્ય છે, અન્યાયી છે, અસગત છે, વિસવાદી છે કે મિથ્યા છે, તેથી 'સાચાને સાચુ માનનાર અને ખોટાને ખોટુ માનનાર' મનની વૃત્તિને, મનના વલણને કે મનના આગ્રહને નિર્ગ્રંથોની પરિભાષામા સમ્યક્ત્વ

(સમ્યકૂપણુ) કહેવાય છે અને તેથી વિરુદ્ધ મનોવૃત્તિને, મનના વલણુને કે મનના આગ્રહને 'મિથ્યાત્વ' (મિથ્યાપણુ) કહેવાય છે

'સમ્યક્ત્વ'નુ પારપરિક ફલ (છેડે આવનારુ પરિણામ) સિદ્ધિ છે અને 'મિથ્યાત્વ'નુ પારપરિક ફલ ભવભ્રમણ છે તેથી 'સમ્યક્ત્વ' ઇષ્ટ કે ઉપાદેય છે અને 'મિથ્યાત્વ' અનિષ્ટ કે હેય છે લૌકિક ભાષામા કહીએ તો જેમને સાચા પર પ્રેમ છે, તે આખરે તરવાના અને બાકી બધા બૂડવાના તેથી જેઓ સમજુ છે, શાણા છે, ડાહ્યા અને વિવેકી છે, તેમણે 'સાચુ શુ અને ખોટુ શુ ?' અથવા 'સાચુ કોને કહેવાય અને ખોટુ કોને કહેવાય ?' તે જાણવાની જરૂર છે આ સબધી જૈન ધર્મનુ દૃષ્ટિબિંદુ કેવા પ્રકારનુ છે, તેનો ખ્યાલ હવે પછીના પૃષ્ઠોમા આપવામા આવ્યો છે



२

# સાચું અને ખોટું

## જાણવાનુ સાધન

ખાવુ–પીવુ, ઊઠવુ–બેસવુ, જવુ–આવવુ, સૂવુ–ઊંઘવુ, રક્ષણ કરવુ, અવાજ કરવો, પ્રજોત્પત્તિ કરવી અને તેની સાર સભાળ કરવી વગેરે કેટલાક વ્યવહારો મનુષ્યમા અને પશુ-પક્ષીઓમા સમાનપણે જોવામા આવે છે, એટલે કે તેમા મનુષ્યની કોઈ વિશિષ્ટતા નથી પરતુ સત્સગ કરવો, સદાચાર પાળવો, એક બીજાને મદદ કરવી, એક બીજાનુ ભલુ કરવુ, ગુરુની સેવા કરવી, પ્રભુની ભક્તિ કરવી, ધાર્મિક અનુષ્ઠાનો કરવા, ભણવુ, ભણાવવુ, વાચવુ, વિચારવુ, સાધનસામગ્રી અનુકૂળ છતા તેના તરફ ત્યાગ–ભાવના કેળવવી વગેરે કેટલાક વ્યવહારો એવા છે કે જે મનુષ્યની ખાસ વિશિષ્ટતા છે

આ વિશિષ્ટતા શેને આભારી છે તે વિચારવુ ઘટે છે એક વાનર, એક કૂતરો કે એક ઘેટુ ખાવુ–પીવુ, જવુ-

આવવુ, સૂવુ–ઊંઘવુ આદિ જે જે વ્યવહારો કરે છે, તે જીવન ધારણ કરવા પૂરતા જ હોય છે એટલે તેમા કોઈ વિશિષ્ટ હેતુ કે વિશિષ્ટ ઉદ્દેશ નજરે પડતો નથી, જ્યારે મનુષ્યના વ્યવહારો વિશિષ્ટ હેતુપૂર્વક, વિશિષ્ટ ઉદ્દેશથી કે ચોક્કસ ધ્યેયની સિદ્ધિ અર્થે થતા જણાય છે તેથી તેમા હિત–અહિતનો, સારા ખરાબનો કે સાચા–ખોટાનો ભેદ નજરે પડે છે અને તે જ એની વિશિષ્ટતા છે બીજા શબ્દોમા કહીએ તો પશુ–પખીઓ મોટા ભાગે પોતાનો વ્યવહાર ઓઘસજ્ઞા કે પ્રેરણા–(Instinct)વડે કરે છે, જ્યારે મનુષ્ય પોતાનો વ્યવહાર બુદ્ધિપૂર્વક કરે છે કે જે એની ખાસ વિશેષતા છે

## બુદ્ધિના મુખ્ય કાર્યો

બુદ્ધિના મુખ્ય કાર્યો બે છે (૧) સત્ અને અસત્‌ની તુલના કરવી કે જેને 'પ્રમાણપરીક્ષા' કે 'વિવેક' કહેવામા આવે છે અને (૨) સાચા અને ખોટાનો નિશ્ચય કરવો કે જેને 'અનુમાન' કે 'નિર્ણય' કહેવામા આવે છે થોડા દૃષ્ટાંતોથી આ વાતને વધુ સ્પષ્ટ રીતે સમજી લઈએ

૧ એક સાચો અને ખોટો રૂપીઓ પારખવા માટે રજૂ થાય છે એટલે બુદ્ધિ પોતાનુ કાર્ય શરૂ કરે છે

અ આ રૂપીઆની છાપ બરાબર જણાય છે, જ્યારે આ રૂપીઆની છાપ બરાબર જણાતી નથી

આ આ રૂપીઆનો રગ ચાદી જેવો લાગે છે, જ્યારે આ રૂપીઆના રગમા કલાઈ કે સીસાનુ મિશ્રણ હોય તેવુ લાગે છે

૨

# સાચું અને ખોટું

## જાણવાનું સાધન

ખાવુ–પીવુ, ઊઠવુ–બેસવુ, જવુ–આવવુ, સૂવુ–ઊંઘવુ રક્ષણ કરવુ, અવાજ કરવો, પ્રજોત્પત્તિ કરવી અને તેની સાર સભાળ કરવી વગેરે કેટલાક વ્યવહારો મનુષ્યમા અને પશુ-પક્ષીઓમા સમાનપણે જોવામા આવે છે, એટલે કે તેમા મનુષ્યની કોઈ વિશિષ્ટતા નથી પરતુ સત્સગ કરવો, સદાચાર પાળવો, એક બીજાને મદદ કરવી, એક બીજાનુ ભલુ કરવુ, ગુરુની સેવા કરવી, પ્રભુની ભક્તિ કરવી, ધાર્મિક અનુષ્ઠાનો કરવા, ભણવુ, ભણાવવુ, વાચવુ, વિચારવુ, સાધનસામગ્રી અનુકૂળ છતા તેના તરફ ત્યાગ-ભાવના કેળવવી વગેરે કેટલાક વ્યવહારો એવા છે કે જે મનુષ્યની ખાસ વિશિષ્ટતા છે

આ વિશિષ્ટતા શેને આભારી છે તે વિચારવુ ઘટે છે એક વાનર, એક કૂતરો કે એક ઘેટુ ખાવુ–પીવુ, જવુ-

આવવુ, સૂવુ-ઊંઘવુ આદિ જે જે વ્યવહારો કરે છે, તે જીવન ધારણ કરવા પૂરતા જ હોય છે. એટલે તેમાં કોઈ વિશિષ્ટ હેતુ કે વિશિષ્ટ ઉદ્દેશ નજરે પડતો નથી, જ્યારે મનુષ્યના વ્યવહારો વિશિષ્ટ હેતુપૂર્વક, વિશિષ્ટ ક્રમથી કે ચોક્કસ ધ્યેયની સિદ્ધિ અર્થે થતા જણાય છે તેથી તેના હિત-અહિતનો, સારા ખરાબનો કે સાચા-ખોટાનો વિચાર કરવો પડે છે અને તે જ એની વિશિષ્ટતા છે બીજા શબ્દોમાં કહીએ તો પશુ-પખીઓ મોટા ભાગે પોતાનો વ્યવહાર સ્વાભાવિક પ્રેરણા-(Instinct)વડે કરે છે, જ્યારે મનુષ્ય પોતાનો વ્યવહાર બુદ્ધિપૂર્વક કરે છે કે જે એની ખાસ વિશેષતા છે

## બુદ્ધિના મુખ્ય કાર્યો

બુદ્ધિના મુખ્ય કાર્યો બે છે (૧) સત્ અને અસત્‌ની તુલના કરવી કે જેને 'પ્રમાણપરીક્ષા' કે 'વિવેક' કહેવામા આવે છે અને (૨) સાચા અને ખોટાનો નિશ્ચય કરવો કે જેને 'અનુમાન' કે 'નિર્ણય' કહેવામા આવે છે થોડા દૃષ્ટાતોથી આ વાતને વધુ સ્પષ્ટ રીતે સમજી લઈએ

૧ એક સાચો અને ખોટો રૂપીઓ પારખવા માટે રજૂ થાય છે એટલે બુદ્ધિ પોતાનુ કાર્ય શરૂ કરે છે

અ આ રૂપીઆની છાપ બરાબર જણાય છે, જ્યારે આ રૂપીઆની છાપ બરાબર જણાતી નથી

આ આ રૂપીઆનો રગ ચાદી જેવો લાગે છે, જ્યારે આ રૂપીઆના રગમા કલાઈ કે સીસાનુ મિશ્રણ હોય તેવુ લાગે છે

इ આ રૂપીઆની કિનારી એકધારી છે, જ્યારે આ રૂપીઆની કિનારી એકધારી નથી

क તેથી આ રૂપીઓ સાચો છે અને આ રૂપીઓ ખોટો છે

આ વિચારણામા अ, आ, इ વિગેરે વિવેક છે અને क એ નિર્ણય છે

૨ 'બાર હાથનુ ચીભડુ અને તેર હાથનુ બી' એવુ કથન પરીક્ષા માટે રજૂ થાય છે, એટલે બુદ્ધિ પોતાનુ કાર્ય શરૂ કરે છે

अ ચીભડુ બહુ બહુ તો હાથ લાબુ હોય છે દેશવિશેષથી કદાચ દોઢ હાથ લાબુ પણ હોઈ શકે પરતુ તેથી મોટુ ચીભડુ કોઈપણ વખતે જોવામા કે સાભળવામા આવ્યુ નથી

आ વળી બાર હાથ લાબી વસ્તુની અદર તેર હાથ લાબી વસ્તુ સમાઈ શકે નહિ એ નિશ્ચિત છે

क તેથી 'બાર હાથનુ ચીભડુ અને તેર હાથનુ બી' એ કથન ખોટુ છે

અહીં अ અને आ વિવેક છે અને क એ નિર્ણય છે

૩ 'વાઝણીનો પુત્ર રોજ નદીએ નાવા જાય છે' એવુ કથન પરીક્ષા માટે રજૂ થતા બુદ્ધિનું કાર્ય શરૂ થાય છે, તે વિચારવા લાગે છે કે

अ વાઝણી એટલે પુત્ર વિનાની, તેને પુત્ર કેમ કરીને

હોય ? અને જો તેને પુત્ર હોય તો તે વાઝણી કહેવાય શી રીતે ?

આ વળી જેની હસ્તી જ ન હોય તે કોઇ પણ ક્રિયા કરે જ કેવી રીતે ? મૂલ નાસ્તિ કુત શાખા ? જ્યા મૂળ જ નથી, ત્યા ડાળીની વાત કેવી ?

ક તેથી ' વાઝણીનો પુત્ર રોજ નદીએ નાવા જાય છે ' એમ કહેવુ ખોટુ છે

કેટલીક વાર સાચા-ખોટાનો નિર્ણય કરતા પહેલા બુદ્ધિને વિવેક અને નિર્ણયની એક હારમાળામાથી પસાર થવુ પડે છે જેમકે ' તરણા ઓથે ડુગર રે, ડુગર કોઇ દેખે નહિ !' એ કથન પરીક્ષા માટે રજૂ થયુ છે, તો બુદ્ધિ નીચે મુજબ વિચારણા કરવા લાગશે —

વિવેક-તરણુ ઘણુ જ નાનુ હોય છે અને ડુગર ઘણો મોટો હોય છે,

નિર્ણય-તેથી તરણાની ઓથે ડુગર છુપાય તે બની શકે નહિ

વિવેક-ડુગર એક સ્થૂલ વસ્તુને સહુ કોઇ દેખી શકે છે, સિવાય કે અધ,

નિર્ણય-તેથી ' ડુગર કોઇ દેખે નહિ ' એમ કહેવુ પણ ખોટુ છે

વિવેક-પરતુ એક ભક્તકવિ ખોટુ બોલે નહિ, કારણ કે તે પ્રામાણિક હોય છે

નિર્ણય-તેથી મારા ઉપરના અનુમાનમા જ ખામી હોવાનો સભવ છે

વિવેક-એ ખામી કયા હશે ? શુ તેણે વાપરેલા શબ્દોના અર્થો મારા સમજવામા નહિ આવ્યા હોય ? ઘણી વખત તેવુ બને છે,

નિર્ણય-તેથી મે અર્થો સમજવામા ભૂલ કરી હોય તેમ જણાય છે

વિવેક-શબ્દનો અર્થ ભાષા પ્રમાણે અને ભાવ પ્રમાણે થઇ શકે છે તેમા ભાષા પ્રમાણે વાત બધબેસતી આવતી નથી

નિર્ણય-તેથી અહીં ભાવ પ્રમાણે વિચાર કરવો યોગ્ય લાગે છે

વિવેક-ભાવ પ્રમાણે અર્થ વિચારીએ તો તરણુ એટલે ઘણુ નાનુ કે નજીવુ અને ડુગર એટલે ઘણુ મોટુ કે મહાન્

નિર્ણય-તેથી નાનાની પાછળ ઘણુ મોટુ છુપાયેલુ હોય છે તેમ કહેવાનો આશય જણાય છે

વિવેક-નાના બનાવોની પાછળ મોટુ રહસ્ય છુપાયેલુ હોય છે એ હકીકત ઘણી વખત જોવામા આવે છે

નિર્ણય-તેથી અહીં પણ તેવો જ અર્થ સગત જણાય છે

વિવેક-દરેક ઘટનાની પાછળનુ મહાન્ રહસ્ય મનુષ્યો સમજી શકતા નથી

**નિર્ણય**–તેથી 'ડૂગર કોઇ દેખે નહિ!' એમ કહેવુ સાચુ છે

**આખરી નિર્ણય** બધો વિચાર કરતા લાગે છે કે 'તરણા ઓથે ડૂગર રે, ડૂગર કોઇ દેખે નહિ!' એ કથન સાચુ છે

આ વિચારણા પરથી એક બીજી વાત સ્પષ્ટ થાય છે કે–બુદ્ધિ જ્યારે સત્ અને અસત્નો વિવેક કરવા લાગે છે ત્યારે ચૈતન્યના ભડાળમા પડેલ અખ્યાતીત સસ્કારો, અનુભવો કે પ્રતીતિઓ પૈકી કેટલાકને ઉપયોગમા લે છે અને તેનો હેતુ કે દલીલ તરીકે ઉપયોગ કરે છે આ હેતુ કે દલીલ પ્રમાણે જો રજૂ થયેલી વસ્તુ બરાબર જણાય તો એને તે 'સાચુ' કહે છે અને તેથી ભિન્ન કે વિરુદ્ધ જણાય તો એને તે 'ખોટુ' કહે છે 'તરણા ઓથે ડૂગરવાળા' કથનને તેણે અમુક હેતુથી કે અમુક દલીલથી 'ખોટુ' ઠરાવ્યુ હતુ અને પાછુ તે જ કથનને બીજા હેતુથી કે બીજી દલીલોથી 'સાચુ' ઠરાવ્યુ એટલે એક કથન કે એક કામ અમુક હેતુથી કે અમુક દલીલથી વિચારતા સાચુ લાગે છે અને તે જ કથન કે તે જ કામ બીજા હેતુથી કે બીજી દલીલોથી વિચારતા ખોટુ લાગે છે

આ વાતનો વધારે ખ્યાલ નીચેના બે દષ્ટાતો વિચારવાથી આવી શકશે —

## શ્રેષ્ઠિપુત્ર ભોળો

જીર્ણદત્ત નામના એક શેઠે મરતી વખતે પોતાના પુત્ર ભોળાને પાસે બોલાવીને કહ્યુ કે 'બેટા! હુ તો હવે આ સસાર ની વિદાય લઉ છુ, પણ તારુ ભલુ થાય તે માટે કેટલીક

નિર્ણય-તેથી મારા ઉપરના અનુમાનમા જ ખામી હોવાનો સભવ છે

વિવેક-એ ખામી કયા હશે ? શુ તેણે વાપરેલા શબ્દોના અર્થો મારા સમજવામા નહિ આવ્યા હોય ? ઘણી વખત તેવુ બને છે,

નિર્ણય-તેથી મે અર્થો સમજવામા ભૂલ કરી હોય તેમ જણાય છે

વિવેક-શબ્દનો અર્થ ભાષા પ્રમાણે અને ભાવ પ્રમાણે થઇ શકે છે તેમા ભાષા પ્રમાણે વાત બધબેસતી આવતી નથી

નિર્ણય-તેથી અહીં ભાવ પ્રમાણે વિચાર કરવો યોગ્ય લાગે છે

વિવેક-ભાવ પ્રમાણે અર્થ વિચારીએ તો તરણુ એટલે ઘણુ નાનુ કે નજીવુ અને ડુગર એટલે ઘણુ મોટુ કે મહાન્

નિર્ણય-તેથી નાનાની પાછળ ઘણુ મોટુ છુપાયેલુ હોય છે તેમ કહેવાનો આશય જણાય છે

વિવેક-નાના બનાવોની પાછળ મોટુ રહસ્ય છુપાયેલુ હોય છે એ હકીકત ઘણી વખત જોવામા આવે છે

નિર્ણય-તેથી અહીં પણ તેવો જ અર્થ સગત જણાય છે

વિવેક-દરેક ઘટનાની પાછળનુ મહાન્ રહસ્ય મનુષ્યો સમજી શકતા નથી

**નિર્ણય** –તેથી 'ડુંગર કોઇ દેખે નહિ !' એમ કહેલુ સાચુ છે

**આખરી નિર્ણય** બધો વિચાર કરતા લાગે છે કે 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ !' એ કથન સાચુ છે

આ વિચારણા પરથી એક બીજી વાત સ્પષ્ટ થાય છે કે–બુદ્ધિ જ્યારે સત્ અને અસત્‌નો વિવેક કરવા લાગે છે ત્યારે ચૈતન્યના ભડોળમા પડેલ સખ્યાતીત સસ્કારો, અનુભવો કે પ્રતીતિઓ પૈકી કેટલાકને ઉપયોગમા લે છે અને તેનો હેતુ કે દલીલ તરીકે ઉપયોગ કરે છે આ હેતુ કે દલીલ પ્રમાણે જો રજૂ થયેલી વસ્તુ બરાબર જણાય તો એને તે 'સાચુ' કહે છે અને તેથી ભિન્ન કે વિરુદ્ધ જણાય તો એને તે 'ખોટુ' કહે છે 'તરણા ઓથે ડુંગરવાળા' કથનને તેણે અમુક હેતુથી કે અમુક દલીલથી 'ખોટુ' ઠરાવ્યુ હતુ અને પાછુ તે જ કથનને બીજા હેતુથી કે બીજી દલીલોથી 'સાચુ' ઠરાવ્યુ એટલે એક કથન કે એક કામ અમુક હેતુથી કે અમુક દલીલ-થી વિચારતા સાચુ લાગે છે અને તે જ કથન કે તે જ [illegible] બીજા હેતુથી કે બીજી દલીલોથી વિચારતા ખોટુ લાગે છે.

આ વાતનો વધારે ખ્યાલ નીચેના બે દૃષ્ટાંતો [illegible] આવી શકશે —

## શ્રેષ્ઠિપુત્ર ભોળો

જીર્ણદત્ત નામના એક શેઠે મરતી વખતે [illegible] ભોળાને પાસે બોલાવીને કહ્યુ કે 'બેટા! હું હવે [illegible]

શિખામણો આપતો જાઉં છું તે તું બરાબર સાંભળી લે અને તેનો સાવધાનીપૂર્વક અમલ કરજે તે શિખામણો આ પ્રકારની છે (૧) ઘર ફરતી દાંતની વાડ કરજે (૨) દ્રવ્ય આપીને લેવા જઈશ નહિ (૩) સ્ત્રીને બાંધી મારજે (૪) હંમેશા મીઠું જમજે (૫) ગામેગામ ઘર કરજે (૬) દુઃખ પડે ત્યારે ગંગાનો કાંઠો ખોદજે અને (૭) સંદેહ પડે તો પાટલીપુત્ર જઈ મારા મિત્ર સોમદત્તને પૂછજે

શેઠ સ્વર્ગવાસી થયા અને ભોળાએ પિતાની શિખામણોનો અમલ કર્યો, પરંતુ તેમ કરતા તેની પાસેનું બધું દ્રવ્ય ખલાસ થયું અને તે નિર્ધન થઈ ગયો તેથી બધેથી હડધૂત થવા લાગ્યો કહ્યું છે કે—

"ઋદ્ધિએ પૂજા પામતા, ધન સાથે ગુણ જાય,
દ્રવ્યવિહૂણા માનવી, મૃતક સમ તોલાય
ભૂષણ ગિરિજા-કંતનું તસ રિપુ તસ પતિ જેહ,
તસ રામા જસ ઘર નહીં, ખરો વિગુતો તેહ"

મનુષ્યો ધનવડે પૂજાય છે અને ધન જતા જાણે નિર્ગુણ બની ગયા હોય તેવા લેખાય છે ખરેખર! દ્રવ્ય વિનાના માનવીની ગણતરી મડદા જેવી જ થાય છે

ગિરિજાકંત એટલે પાર્વતીના પતિ શિવજી તેમનું ભૂષણ તે સાપ તેનો રિપુ તે ગરુડ તેના પતિ તે વિષ્ણુ, અને તેની રામા તે લક્ષ્મી એ જેના ઘરમાં હોતી નથી, તે બિચારો બધા ઠેકાણે વગોવાય છે

આ પ્રમાણે શિખામણોનું પરિણામ બૂરું આવવાથી સોળાના મનમાં સંદેહ ઉત્પન્ન થયો કે 'પિતા બહુ શાણા હતા અને મારું નિરંતર ભલું ચાહનારા હતા તે મને ખોટી શિખામણો કેમ આપે ? માટે મારી ભૂલ તો નહિ થઈ હોય ?' એટલે તે પાટલીપુત્ર નગરે ગયો અને તેના પિતાના મિત્ર સોમદત્તને મળ્યો

સોમદત્તે તેનો ઉચિત આદરસત્કાર કરીને પૂછ્યું કે 'હે વત્સ ! તું બધી વાતે કુશળ તો છે ને ?'

તે વખતે સોળાએ જવાબ આપ્યો કે 'વડીલશ્રી ! મારા પિતાની શિખામણોને સાચી માનીને મેં તે મુજબ વર્તન કર્યું, તો હું નિર્ધન અને દુખી દુખી થઈ ગયો, માટે હવે આપ રસ્તો બતાવો કે મારે શું કરવું ?'

સોમદત્તે કહ્યું 'ભાઈ સોળા ! તારા પિતાએ શું શું કહ્યું હતું અને તેનો અમલ તે કેવી રીતે કર્યો તે મને કહી બતાવ, પછી મારે જે કાંઈ કહેવું ઘટશે તે કહીશ '

સોળાએ કહ્યું 'મારા પિતાશ્રીએ એમ કહ્યું હતું કે 'ઘર ફરતી દાંતની વાડ કરજે ' એટલે મેં હજારો રૂપીઆ ખર્ચીને હાથીદાંત મંગાવ્યા અને તેથી મારા ઘર ફરતી વાડ કરાવી પણ લોકો એને કાઢી ગયા અને મારા પૈસાનું પાણી થયું

મારા પિતાશ્રીએ બીજું એમ કહ્યું હતું કે ' દ્રવ્ય આપીને લેવા જઈશ નહિ ' તે પ્રમાણે લોકોને દ્રવ્ય આપીને હું લેવા ગયો નહિ. પરંતુ તેમ કરતાં કોઈ પણ મને જણાવે લીધેલું

દ્રવ્ય પાછુ આપવા આવ્યો જ નહિ અને મારુ બધુ લેણુ ખોટુ થયુ

મારા પિતાશ્રીએ ત્રીજુ એમ કહ્યુ હતુ કે 'સ્ત્રીને બાંધી મારજે' તે પ્રમાણે મે સ્ત્રીને બાંધીને મારી, તો મારાથી નારાજ થઈને તે પોતાને પિયર ચાલી ગઈ અને ઘરમા હુ એકલો જ રહ્યો

મારા પિતાશ્રીએ ચોથુ એમ કહ્યુ હતુ કે 'હમેશા મીઠુ જમજે' તે પ્રમાણે હમેશા હુ લાડુ, બરફી, પેડા, મેસુર, મગજ, મોહનથાળ, ગુલાબજાબુ, ગગન ગાઠિયા વગેરે મીઠાઇઓ ખાવા લાગ્યો એટલે મારા શરીરમા અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થયા

મારા પિતાશ્રીએ પાચમુ એમ કહ્યુ હતુ કે 'ગામે ગામ ઘર કરજે' તે પ્રમાણે મે ઘણા ગામોમા જમીનો ખરીદી અને ત્યા ઘરો બધાવ્યા પણ એમ કરતા બધા ઘરો લોકોએ કોઈ ને કોઈ પ્રકારની તકરારો ઊભી કરીને અથાવી પાડ્યા હુ એકલો બધે ક્યાથી પહોચુ ?

મારા પિતાશ્રીએ છઠ્ઠુ એમ કહ્યુ હતુ કે 'દુખ પડે ત્યારે ગગાનો કાઠો ખોદજે' તે પ્રમાણે, દુખ પડતા મે ગગાનો કાઠો અનેક ઠેકાણે ખોદ્યો પણ ત્યાથી કાઇ પણ દ્રવ્ય મળ્યુ નહિ અને મારો બધો પરિશ્રમ ફોગટ ગયો

મારા પિતાશ્રીએ સાતમુ એમ કહ્યુ હતુ કે 'સદેહ પડે તો પાટલીપુત્ર જઇ મારા મિત્ર સોમદત્તને પૂછજે' તે પ્રમાણે મને સંદેહ પડતા હુ આપની પાસે આવ્યો છુ, માટે

આપ મારી સારસભાળ કરો હવે આપના વિના આ જગતમા મારુ કોઇ જ નથી

આ પ્રમાણે ભોળાની બધી હકીકત સાભળીને સોમદત્તે કહ્યું કે 'હે વત્સ! તારા પિતા ઘણા જ અનુભવી અને કાબેલ હતા તેમણે જે શિખામણો આપેલી છે, તે ઘણી જ સુદર છે અને તે પ્રમાણે વર્તવામા આવે તો કોઈ પણ દિવસ દુખી થવાનો વખત આવે જ નહિ પણ એ શિખામણોનુ સાચુ રહસ્ય તુ સમજ્યો નહિ, બધુ જ ઊલટુ કર્યું અને તુ હેરાન-પરેશાન થઈ ગયો, માટે એ શિખામણોનુ સાચુ રહસ્ય સમજી લે તે આ પ્રમાણે છે

(૧) 'ઘર ફરતી દાતની વાડ કરજે' એટલે ઘરની આસપાસ રહેતા લોકો સાથે વાણીનો એવો વ્યવહાર કરજે કે જેથી બધા આપણને વાડરૂપ થાય અને આપણુ રક્ષણ કરે જે માણસો પાડોશીઓ જોડે સારાસારી રાખતા નથી અને વાતવાતમા વઢી પડે છે, દતકલહ કરે છે, તેઓને અનેક પ્રસગોએ વેઠવુ પડે છે અને નહિ ધારેલી મુશીબતો ઉઠાવવી પડે છે તેથી દાતની વાડ કરવી-મીઠા શબ્દપ્રયોગોથી રક્ષણની વ્યવસ્થા કરવી-એ સર્વથા ઉચિત છે

(૨) 'દ્રવ્ય આપીને લેવા જઇશ નહિ' એટલે દ્રવ્ય એવી રીતે આપજે કે આપ્યા પછી તેમની પાસે લેવા જવાનો વખત આવે નહિ આવુ ત્યારે જ બને કે જ્યારે સામા પાસેથી પૈસા કરતા દોઢુ-બમણી કિમતનુ ઘરેણુ બાનામા લીધુ હોય એ રીતનો વ્યવહાર કર્યા વિના લોકો આપણુ

ર પૂછતા આવે નહિ અને લીધેલુ પાછુ આપી જાય નહિ તેથી ‘ દ્રવ્ય આપીને લેવા જઇશ નહિ ’ લેવા જવુ પડે તેવો પ્રસગ ઊભો કરીશ નહિ, એમ કહ્યુ તે સર્વથા ઉચિત છે

( ૩ ) ‘ સ્ત્રીને બાધી મારજે ’ એટલે તેને કામમા એવી રીતે પરોવી દેજે કે જેથી તેને બીજા કોઇ નબળા વિચારો આવે નહિ તે પર એક દષ્ટાત કહુ તે સાભળ

શ્રીપુર નગરમા જિનદત્ત નામનો એક શેઠ વસતો હતો તેનો મોટો પુત્ર પરદેશમા કમાવા ગયો હવે તેની ભાર્યા શ્રીમતી પતિનો દીર્ઘ વિયોગ થવાથી કામાતુર થઇ એટલે તેણે પોતાની પાસે રહેનારી એક વિશ્વાસુ ઘરડી સ્ત્રીને કહ્યુ કે ‘ મને કામવિકાર બહુ થયો છે, માટે કોઇ પુરુષને બોલાવી લાવ ’

ડોશી સમજી ગઈ કે શેઠની આ પુત્રવધૂ મોટા ભાગે નવરી રહે છે, તેથી તેને આવો દુષ્ટ વિચાર આવ્યો છે એટલે તે ડોશીએ તેના સસરાને એકાતમા બોલાવીને કહ્યુ કે ‘ હવે વહુનુ મન વશ રહેતુ નથી યૌવનવતી સ્ત્રી નવરી રહે તો એ શિયળ કેમ પાળી શકે ? માટે તે સબધી વિચાર કરીને યોગ્ય લાગે તેવો ઉપાય કરો ’

સસરો સમજુ હતો તેણે દીર્ઘ વિચાર કરીને ઘરના સર્વ માણસોને ભેગા કર્યા અને પોતાની સ્ત્રી પર કૃત્રિમ ગુસ્સો કરીને કહ્યુ કે ‘ હવેથી તમારે તમામ કામ વહુને પૂછીને કરવુ પૈસા ટકા જે જોઇએ, તે તેની પાસેથી માગી લેવા ’ આ પ્રમાણે બધાની સમક્ષ તેણે ઘરનો સઘળો કારભાર વહુને સોપ્યો

શેઠના ઘરમા નોકરચાકરો ઘણા હતા અને મેમાન-પરોણા આવ્યા જ કરતા હતા એ બધાની સારસભાળ કરતા અને દરેકને પૂછેલી વાતનો જવાબ આપતા વહુને ઘડીની પણ નવરાશ રહેતી નહીં તે કાયમ કામમા ને કામમા ગુથાયેલી જ રહેતી પછી શેઠની પ્રેરણાથી ડોશીએ વહુને એકાતમા બોલાવીને કહ્યુ કે ' તમારા માટે કોઇ પુરુષને લઈ આવુ ? '

તે સાભળી વહુએ જવાબ આપ્યો કે ' અરે ડોશીમા ! મને તો ઘડીની પણ ફુરસદ મળતી નથી રાત્રિ પડે છે અને સૂવાનો સમય થાય છે, ત્યા તો થાકીને લોથપોથ થઇ જાઉં છુ એટલે ઊંઘ સિવાય બીજી કોઈ વસ્તુની ઇચ્છા થતી નથી માટે તમારે એ વાત ભૂલી જ જવી. હવે ફરીને ક્યારેય પણ તે સભારશો નહિ '

ડોશીએ તે વાત શેઠને કરી એટલે શેઠને ઘણી જ શાતિ થઈ એવામા તે સ્ત્રીનો પતિ પરદેશથી ઘણુ ધન કમાઇને ઘેર આવી ગયો અને તે સ્ત્રી પોતાના પતિ સાથે યથેષ્ટ સુખ ભોગવવા લાગી

માટે ' સ્ત્રીને બાધી મારવી ' એટલે કામકાજથી પરવરેલી રાખવી એ સર્વથા યોગ્ય છે

(૪) ' હમેશા મીઠુ જમજે ' એટલે કોઈ પણ ભોજનને મીઠુ કરીને જમજે કોઈ પણ ભોજન મીઠુ ત્યારે જ લાગે છે કે જ્યારે ભૂખ કકડીને લાગી હોય ગમે તેવુ સ્વાદિષ્ટ ભોજન પણ વિના ભૂખે મીઠુ લાગતુ નથી જેઓ ખરી ભૂખ વિના

ખાય છે કે મીઠાઇઓને ખાવાથી જાડા અથવા શક્તિવાળા થવાશે એમ માનીને તેનું વારવાર સેવન કરે છે, તેમની જઠરાગ્નિ બગડે છે અને અપચો થાય છે તે અપચો જ સર્વ રોગોનુ મૂળ છે આયુર્વેદના લાખ શ્લોકોનો સાર એ જ છે કે-પહેલાનું જમેલું બરાબર પચી જાય પછી જ બીજુ ભોજન કરવુ તેથી મીઠુ જમવાનો અર્થ 'લાડુ, બરફી, પેંડા, મેસુર, મગજ, મોહનથાળ, ગુલાબજાબુ, ગગન ગાઠિયા' વગેરે ઉડાવવાનો નથી, પણ ખરી ભૂખે ખાવાનો છે, તેથી 'હમેશા મીઠુ જમજે' એમ કહ્યું તે સર્વથા યોગ્ય છે

(૫) 'ગામેગામ ઘર કરજે' એટલે અનેક ઠેકાણે મિત્રો બનાવજે કે જે સમય આવ્યે ઉપયોગી થાય તે માટે એક વાત કહુ તે સાભળ

ગોદાવરી નદીના કિનારે શિમળાનુ મોટુ ઝાડ હતુ તેમા લઘુપતનક નામનો એક કાગડો રહેતો હતો તેણે એક દિવસ સવારમા કોઇ શિકારીને જોઇને વિચાર્યું કે 'આજનો દિવસ જરૂર ખરાબ જશે, કારણ કે સવારના પહોરમા કાળમુખાનુ મો જોયુ છે' તેવામા એ શિકારીએ ચોખાના દાણા વેરીને જાળ પાથરી અને થોડેક દૂર સતાઈ બેઠો હવે થોડી વાર આકાશમા ઊડતા કેટલાક કબૂતરોએ એ દાણા જોયા અને તેથી નીચે ઉતરીને તેને ચણવાનો વિચાર કર્યો તે જોઇને ચિત્રગ્રીવ નામના તેમના વયોવૃદ્ધ સરદારે કહ્યું કે 'ભાઇઓ! જે કામ કરો તે વિચારીને કરજો આ નિર્જન જગલમા અનાજ કેવુ ? અને જ્યા અનાજનો સભવ નથી ત્યા ચોખાના દાણા કેવા? એટલે તેમા શકાનુ કારણ છે'

તે સાભળીને એક કબૂતરે કહ્યુ ' ઘરડા માણસો તો દરેક વખતે ડર બતાવ્યા જ કરે, તેથી શુ આપણે કોઈ કામ કરવુ જ નહિ ? જો એમ કરીએ તો દાત અને અન્નને વેર થાય માટે હિમ્મતથી કામ લ્યો અને દૂધ જેવા સફેદ ચોખાના દાણા ચણીને મોજ ઉડાવો ' એટલે બધા કબૂતરો નીચે ઉતર્યાં અને જેવા ચોખાના દાણા ચણવા ગયા, તેવા જ જાળમા સપડાઇ ગયા આવુ અનિષ્ટ પરિણામ આવવાથી તેઓ પેલા જુવાન કબૂતરને ઠપકો આપવા લાગ્યા કે ' તારા દોઢડહાપણથી જ આ ખરાબી ઊભી થઈ છે '

તે સાભળીને ચિત્રગ્રીવે કહ્યુ કે ' ભાઇઓ ! આ સમય લડવાનો કે વાદવિવાદ કરવાનો નથી જો તેમ કરશો તો હમણા જ શિકારી આવી પહોચશે અને આપણે બધા પકડાઈ જઇશુ માટે જરા પણ સમય ગુમા યા વિના બધા એકી સાથે બળ કરો જેથી આપણે આ જાળ સાથે જ આકાશમા ઊડી જઇશુ '

બધા કબૂતરોએ તેમ કર્યુ તો જાળના ખીલા ઉખડી ગયા અને તેઓ જાળ સાથે આકાશમા ઊડવાને શક્તિમાન થયા આ જોઇને શિકારી નિરાશ થઇને ચાલ્યો ગયો અને પેલો લઘુપતનક નામનો કાગડો ' હવે શુ બને છે ? ' તે કૌતુક જોવાના હેતુથી તેમની પાછળ ગયો

કેટલુક ઊડ્યા પછી ચિત્રગ્રીવે કહ્યુ કે ' ભાઇઓ ! હવે આપણે ભયમાથી સદતર મુક્ત થયા છીએ, માટે આ નીચે વહી રહેલી ગડકી નદીના કિનારે ઉતરો ત્યા હિરણ્યક નામનો ઉદરનો રાજા રહે છે, તે આપણો મિત્ર હોવાથી આપણને

જાળમાથી મુકત કરશે ' તેથી બધા કબૂતરો ગ ડકીના કિનારે ઉતર્યા અને હિરણ્યકના અનેક દ્વારવાળા રહેઠાણુ પાસે ગયા

હિરણ્યકે મિત્ર તરીકેની ફરજ બજાવીને તે કબૂતરોના બ ધનો છેદી નાખ્યા એટલે તે પોતાના ઠેકાણે ગયા આ જોઈ લઘુપતનકે વિચાર કર્યો કે ' આ હિરણ્યક બહુ ચતુર જણાય છે અને તેની બુદ્ધિ ઉત્તમ છે હુ જો કે પ્રકૃતિથી ચ ચળ છુ અને કોઈનો વિશ્વાસ કરતો નથી, તથા બનતા સુધી કોઈથી છેતરાતો નથી, છતા પણ આની સાથે મિત્રતા કરુ, કારણ કે વિત્તહીન કે સાધનહીન દશામા બુદ્ધિવાળો મિત્ર મદદ ગાર થાય છે' તેથી તેણે હિરણ્યકના દર આગળ જઈને કહ્યુ કે ' હુ લઘુપતનક નામનો કાગડો છુ અને તારી સાથે મિત્રતા ઇચ્છુ છુ '

તે સાભળી હિરણ્યકે કહ્યુ ' હુ ભોજ્ય છુ અને તુ ભોક્તા છે, તેથી આપણા બે વચ્ચે પ્રીતિ કેવી રીતે થાય ? '

કાગડાએ કહ્યુ ' અરે ઉંદરજી ! તમને ખાઉ એમા મારુ પેટ કયા ભરાઇ જવાનુ હતુ ? પણ તમે જીવો તો કોઇક દિવસ-ચિત્રગ્રીવને ઉપયોગી થયા તેમ મને પણ ઉપયોગી થાઓ, તેથી મારી માગણીનો અનાદર કરશો નહિ '

હિરણ્યકે કહ્યુ ' તુ સ્વભાવથી ચપળ છે અને ચપળનો સ્નેહ કરવામા સાર નહિ કહ્યુ છે કે ' બિલાડીનો, પાડાનો, મેઢાનો, કાગડાનો અને કાપુરુષનો વિશ્વાસ કરવો નહિ '

લઘુપતનકે કહ્યુ ' એ બધુ ઠીક છે પ્રમાણો તો બને

બાજુના મળી રહે, માટે તમે મારી ભાવના સામે જુઓ હુ કોઈ પણ રીતે તમારી મિત્રતા ઇચ્છુ છુ જો તમે મારુ કહ્યુ નહિ માનો તો અનાહારી રહીને પ્રાણનો ત્યાગ કરીશ '

આ સાભળીને હિરણ્યકે તેની મિત્રતા કરી

એક વાર લઘુપતનકે હિરણ્યકને કહ્યુ કે ' મિત્ર ! આ દેશમા ભારે દુકાળ પડયો છે અને પેટ ભરતા પણ ભારે મુશ્કેલી પડે છે, તેથી પાસેના દક્ષિણાપથમા કર્પૂરગૌર નામનું એક સરોવર છે, ત્યા મારો પ્રિય મિત્ર મન્થરક નામનો કાચબો વસે છે, એની પાસે જાઉં છુ '

હિરણ્યકે કહ્યુ ' કાગડાભાઇ ! તો પછી અહીં એકલા રહીને મારે શુ કરવુ છે ? હુ પણ તમારી સાથે જ આવીશ '

એટલે કાગડાએ ઉદરને ચાચમા લીધો અને તે બને કર્પૂરગૌર સરોવરના કિનારે, જ્યા મથરક કાચબો રહેતો હતો ત્યા પહોચ્યા મથરકે તે બનેનુ યોગ્ય સ્વાગત કર્યું અને મિત્રભાવે જણાવ્યુ કે ' આ ઘર તમારુ જ છે, તેથી ખાઓ, પીઓ ને મોજ કરો '

હવે ત્રણે મિત્રો સરોવરના કિનારે રહે છે અને વિવિધ વાર્તાલાપો તથા જ્ઞાનગોષ્ઠી કરતા સમય વીતાવે છે એવામા ચિત્રાગ નામનો એક મૃગ ત્યા પાણી પીવાને આવ્યો તેને જોઇને અતિથિ-સત્કારમા અતિકુશલ એવા મથરકે કહ્યુ કે ' પધારો હરણ ભાઈ ! મજામા તો ખરાને ? '

ચિત્રાગે કહ્યુ ' ભાઇ ! મજા તો એવી જ છે ! શિકારી કૂતરાઓ પાછળ પડ્યા હતા, તેમનાથી માડ માડ બચ્યો છુ '

મથરકે કહ્યુ 'અન્ય સ્થળે ભય હોય તો અહીં રહો આ લીલુ કુજર વન છે, તેમા ચારો ચરજો અને આ શીતળ જળથી ભરેલુ સુદર સરોવર છે, તેનુ પાણી પીજો '

ચિત્રાગે કહ્યુ 'તમારી સજ્જનતાને ધન્ય છે! જો બધા તમારા જેવા ભલા અને માયાળુ હોય તો કેવુ સારુ? તમારી સાથે રહેવાનુ મને ખૂબ જ ગમે પણ તમે મારા મિત્ર બનો તો અહીં રહી શકાય, કારણ કે આ અજાણ્યા પ્રદેશમા બીજા કોઇ જોડે મારે ઓળખાણ નથી '

મથરકે કહ્યુ 'હરણભાઇ! તમે ઘણા નિખાલસ અને ભલા દેખાઓ છો, તેથી તમારી સાથે મિત્રતા રાખવામા અમને કોઇ જાતનો વાધો નથી અત્યારથી જ તમે અમારા મિત્ર '

લઘુપતનક કાગડો, હિરણ્યક ઉંદર, મથરક કાચબો અને ચિત્રાગ મૃગ એ ચારે જણા પરમ મિત્ર બનીને ત્યા રહેવા લાગ્યા એવામા એક દિવસ એવુ બન્યુ કે-મોડા સમય સુધી ચિત્રાગ પાછો ફર્યો નહિ તેથી બધા મિત્રો આકુળવ્યાકુળ બની ગયા અને 'તેનુ શુ થયુ હશે?' તે વિચાર કરવા લાગ્યા આખરે લઘુપતનકે તેની ભાળ કાઢી લાવવાનુ માથે લીધુ અને તે આકાશમા ઊડીને ચારે તરફ જોવા લાગ્યો ત્યા એક તળાવના કાંઠે ખીલે બાધેલા ચામડાના મજબૂત ફાસામા ફસાયેલા ચિત્રાગને જોયો તે જોઇને લઘુપતનકે પૂછ્યુ કે 'ભાઇ! આવી હાલત શાથી થઈ?'

ચિત્રાગે કહ્યુ 'અત્યારે એ કહેવાનો વખત નથી, માટે

તુ જરા પણ કાલક્ષેપ કર્યાં વિના હિરણ્યકને અહીં તેડી લાવ, જેથી તે મને આ પાશમાથી છૂટો કરે '

લઘુપતનક મથક પાછો ફર્યો અને હિરણ્યકને ચાચમા ઉપાડીને લેતો આવ્યો ધીમે ધીમે ચાલતો મથરક પણ ત્યા આવી પહોચ્યો આ જોઈને હિરણ્યકે કહ્યુ કે 'ભાઈ મથરક ! તે આ ઠીક કર્યું નહીં તારે તારુ ઠેકાણુ છોડવુ જોઈતુ ન હતુ, કારણ કે આ ફાસો છેદાતા ચિત્રાગ નાસી છૂટશે, લઘુપતનક ઊડી જશે અને હુ કોઈ દરમા પેસી જઈશ પણ તુ શુ કરીશ ?' એમ કહીને તે ચિત્રાગની જાળ કાપવા લાગ્યો એવામા શિકારી ત્યા આવી ચડ્યો એટલે હિરણ્યક પાસેના દરમા પેસી ગયો, લઘુપતનક આકાશમા ઊડી ગયો અને ચિત્રાગ જોર કરીને નાસી છૂટ્યો માત્ર એક મથરક બાકી રહ્યો તેને મદ મદ ચાલતો જોઈને શિકારીએ કહ્યુ કે 'મૃગલો તો છટકી ગયો, પણ આ કાચબો ઠીક છે' અને તેણે કાચબાને પકડી લીધો પછી તેને દોરીથી બાધી, ધનુષ્યના છેડે લટકાવીને ચાલવા લાગ્યો

પાછળ ત્રણે મિત્રો ભેગા થયા અને મથરકને કોઈ પણ રીતે બચાવવો જોઈએ એવા નિર્ણય પર આવ્યા તે નિર્ણય અનુસાર ચિત્રાગે નદીના કિનારે શબવત્ થઈને પડવાનુ હતુ, લઘુપતનકે તેના ઉપર બેસીને તેની આખ ફોલતો હોય તેવો દેખાવ કરવાનો હતો, અને તેથી શિકારી જ્યારે તેને લેવા માટે કાચબાને નીચે મૂકે તે વખતે હિરણ્યકે તેનુ બધન છેદી નાખવાનુ હતુ

આ યોજના મુજબ ચિત્રાંગ આગળ જઈને નદીને કિનારે મડદુ થઈને પડયો અને લઘુપતનક તેની આખ ઠોલવા લાગ્યો આ જોઈને શિકારીએ કાચબાને જમીન પર ફેંકયો અને હરણને લેવા માટે આગળ વધ્યો તે જ વખતે હિરણ્યકે મથરકનુ બધન કાપી નાખ્યુ અને તે નદીના ઊડા પાણીમા સરકી ગયો અહીં ચિત્રાગે પણ મથરકને છૂટો થયેલો જોતા છલાગ મારી અને વન ભણી નાસી ગયો લઘુપતનક કા-કા કરતો આકાશમા ઊડ્યો અને હિરણ્યક નજીકના દરમા પેસી ગયો

શિકારીએ પાછા આવીને જોયુ તો દોરી કાપેલી પડી હતી અને કાચબો તેમાથી અદૃશ્ય થઈ ગયો હતો

પછી આ ચારે મિત્રોએ લાબા સમય સુધી એક-બીજાના સહકારથી ખાધુ, પીધુ ને મોજ કરી

તેથી તારા પિતાએ એમ કહ્યું કે 'ગામે ગામ ઘર કરજે' એટલે કે ઠેકઠેકાણે મિત્ર બનાવજે' તે સર્વથા યોગ્ય જ છે

(૬) 'દુખ પડે ત્યારે ગગાનો કાઠો ખોદજે' એટલે તુ દુખમા આવી પડે અને દ્રવ્યની જરૂર હોય, ત્યારે ગગા નામની ગાયને જે ઠેકાણે બાધવામા આવે છે, તેની ગમાણ પાસેનો ભાગ ખોદજે, એટલે તને યથેષ્ટ દ્રવ્ય મળશે નહિ કે ગગાનદીનો કિનારો ખોદજે કે જે સેકડો ગાઉ લાબો છે અને તેટલા મોટા કિનારે ઠામઠેકાણા વિના ખોદાય જ શી રીતે ? તેથી હે વત્સ ! તુ ઘેર પાછો ફરીને મારા કહ્યા મુજબ ગગા ગાયની ગમાણ પાસેનો ભાગ ખોદી જો, ત્યાથી તને યથેષ્ટ દ્રવ્ય જરૂર મળશે'

ભોળાએ તે પ્રમાણે કર્યું તો તેને જોઇતુ દ્રવ્ય મળી ગયુ આથી તે પોતાના પિતાની જે શિખામણોને ખોટી અને અનર્થકારી માનતો થયો હતો, તે જ શિખામણોને સાચી અને લાભ કરનારી સમજવા લાગ્યો તથા તેના અનુસરણથી સર્વ વાતે સુખી થયો

તાત્પર્ય કે ' જે વાત એક રીતે વિચારતા ખોટી લાગે છે, તે જ વાત બીજી રીતે વિચારતા સાચી લાગે છે '

## ચિત્રની પરીક્ષા

એક ચિત્રકારે ઘણી મહેનતે એક ચિત્ર તૈયાર કર્યું આ ચિત્રમા તેણે એક નવયૌવનાને વીણા વગાડતી બતાવી હતી

આ ચિત્ર લઈને તે એક રાજા પાસે ગયો રાજાએ તેને જોઇને કહ્યુ કે ' આ ચિત્ર આમ તો ઠીક જણાય છે, પણ જો રાજસભામા મૂકવુ હોય તો તેમા કોઈ પણ પ્રકારની ભૂલ નથી તેની ખાતરી કરી લેવી જોઇએ એ માટે મારે મારી સભાના પડિતોનો અભિપ્રાય લેવો પડશે જો તેઓ આ ચિત્રને કોઇ પણ ખામી વિનાનુ જાહેર કરશે, તો હુ ઘણી ખુશીથી તેને ખરીદી લઇશ અને તમને મોટુ ઇનામ આપીશ, તેથી આ વાત મજૂર હોય તો જણાવો '

ચિત્રકારે રાજાની વાત મજૂર કરી, એટલે તે ચિત્રને બીજા દિવસે રાજસભા સમક્ષ રજૂ કરવામા આવ્યુ તે વખતે રાજાએ સભાના સર્વે પડિતોને ઉદ્દેશીને કહ્યુ કે ' આજે તમારી સમક્ષ એક ચિત્ર રજૂ થયુ છે તેમા કોઈ પણ પ્રકારની ભૂલ છે કે

કેમ તે હું જાણવા ઇચ્છું છું, માટે દરેક પંડિતે પોતાનો અભિપ્રાય લખીને જણાવવો '

તે પરથી પંડિતોએ ચિત્રનું નિરીક્ષણ કર્યું અને પોત પોતાનો અભિપ્રાય નીચે મુજબ લખી જણાવ્યો

એક અભિપ્રાય 'આ ચિત્ર બધી રીતે સુંદર છે, પણ તેમાં વાળનું સૌંદર્ય જોઇએ તે રીતે પ્રકટ થતું નથી '

બીજો અભિપ્રાય 'આ ચિત્ર એકંદર સારું છે, પણ વીણાવાદન કરનારી સુંદરીમાં જે પ્રકારનું ભાવોદ્દીપન થવું જોઇએ તે જણાતું નથી '

ત્રીજો અભિપ્રાય 'આ ચિત્ર ચિત્રકારના અપ્રતિમ કૌશલ્યને રજૂ કરે છે પણ તેમાં દર્શાવેલી વર્ષાઋતુ પ્રસ્તુત નથી તે માટે વસંતઋતુનો સમય પસંદ કરવો જોઇતો હતો '

ચોથો અભિપ્રાય 'આ ચિત્રની નાયિકામાં અંગસૌષ્ઠવ જોઇએ તેવું જણાતું નથી '

પાંચમો અભિપ્રાય 'આ ચિત્રમાં વસ્ત્રભૂષા પર જોઇએ તેટલું ધ્યાન અપાયું નથી બીજી રીતે ચિત્ર વખાણવાલાયક છે

છઠ્ઠો અભિપ્રાય 'આ ચિત્રનું રેખાંકન મોળું જણાય છે

સાતમો અભિપ્રાય 'આ ચિત્રના રંગવિધાનમાં જોઇએ તેવી દીપ્તિ નથી '

આઠમો અભિપ્રાય 'આ ચિત્રનું આયોજન મનોહર નથી

રાજાએ પંડિતોના આ અભિપ્રાયથી ચિત્રકારને વાકે

કર્યો ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, પરંતુ થોડી જ વારમાં તે સમજી ગયો કે 'પોતે રાજાની શરત કબૂલ કરવામાં ભારે છક્કડ ખાધી હતી, કારણ કે કોઈ પણ કૃતિમાથી જો ભૂલ જ કાઢવી હોય તો તે કોઈ ને કોઈ પ્રકારે કાઢી શકાય છે અને મારા ચિત્ર સબંધી પણ તેવુ જ બન્યુ છે '

હવે એ ચિત્રકાર નિરાશ ન થતા બીજા રાજા પાસે ગયો અને તેને એ ચિત્ર બતાવતા જ તેનુ અદ્ભુત વર્ણન કરવા લાગ્યો

ચિત્રકારે કહ્યુ 'આપ નામદાર કલાના મહાન પ્રશંસક તરીકે જગતભરમા વિખ્યાત છો, એટલે આ ચિત્ર આપને બતાવવા માટે જ લાવ્યો છુ હુ ઈચ્છુ છુ કે–આપ તેની રેખાઓ, રંગવિધાન, આયોજન ને ભાવનિરૂપણમા રહેલા અદ્ભુત સૌન્દર્યની યોગ્ય કદર કરશો વળી આપની સભા ધુરંધર વિદ્વાનોથી વિરાજિત છે જો તેઓ પણ આ ચિત્રની ખૂબીઓ વિષે પોતપોતાનો અભિપ્રાય જણાવશે તો હુ ઘણો જ આભારી થઈશ '

રાજાએ એ ચિત્ર બીજા દિવસે રાજસભામા રજૂ કરવાની સૂચના આપી અને ચિત્રકારના ઉતારાનો બંદોબસ્ત કર્યો

બીજા દિવસે એ ચિત્ર રાજસભા સમક્ષ રજૂ થયુ તે વખતે રાજાએ ત્યા વિરાજતા વિદ્વાનોને આ ચિત્રની ખૂબીઓ યોગ્ય ભાષામા વર્ણવી બતાવવાનુ જણાવ્યુ તે પરથી એ વિદ્વાનો એક પછી એક એ ચિત્રની ખૂબીઓ જણાવવા લાગ્યા

પ્રથમ વિદ્વાને કહ્યુ ' આ સુદરીની સુવાસથી મઘમઘતી કાયાને ચદનનુ વૃક્ષ જાણીને કેશકલાપરૂપી મહાન મણિધરે તેનો આશ્રય કર્યો છે '

બીજા વિદ્વાને કહ્યુ ' આ મૃગનયનાના નયનોને જોઈને જ હરણો જગલમા ચાલ્યા ગયા છે '

ત્રીજા વિદ્વાને કહ્યુ ' આ સુદરીના કપોલ કમલને પણ શરમાવે છે '

ચોથા વિદ્વાને કહ્યુ ' વીણાનુ વાદન કરતી આ નવયૌવના સમસ્ત જગતના ત્રિવિધ તાપનુ સહરણ કરી રહી છે '

પાચમા વિદ્વાને કહ્યુ ' નેત્રોને નવપલ્લવિત કરનારી આ રમણી રભા, ઉર્વશી કે મેનકાની યાદ તાજી કરાવે છે '

છઠ્ઠા વિદ્વાને કહ્યુ ' આ સુદરીની ઉત્તમ વસ્ત્રવિભૂષા એમ સૂચવે છે કે તે કોઇ પૃથ્વીપતિની પુત્રી છે '

સાતમા વિદ્વાને કહ્યુ ' આ ચિત્રમા સુદરીના સ્વરૂપે કલાદેવી સાક્ષાત્ વિરાજે છે '

આઠમા વિદ્વાને કહ્યુ ' અક્ષય કીર્તિને આપનારુ આ ચિત્ર ભૂમિપતિના ભવનનો ભવ્ય શણગાર છે '

વિદ્વાનોના આ પ્રકારના મનોહર વર્ણનો સાભળીને તે રાજા અત્યત પ્રસન્ન થયો અને તેણે મોટી રકમ આપીને તે ચિત્ર ખરીદી લીધુ

તાત્પર્ય કે–જે ચિત્ર એક રીતે વિચાર કરતા ખામીવાળુ

૨ જણાતુ હતુ, તે જ ચિત્ર બીજી રીતે વિચાર કરતા
૩ ખૂબીઓવાળુ જણાયુ

## સદ્બુદ્ધિ

બુદ્ધિ સદ્હેતુથી દોરાય તો મનુષ્યને સન્માર્ગે લઇ જાય છે અને અસદ્હેતુથી દોરાય તો ભારે અનર્થ ઉપજાવે છે બીજી રીતે કહીએ તો સદ્હેતુથી દોરાતી બુદ્ધિ એ સદ્બુદ્ધિ છે અને તેનુ પરિણામ ન્યાય, નીતિ, આચાર તથા ધર્મનુ પાલન છે, જ્યારે અસદ્હેતુથી દોરાતી બુદ્ધિ એ કુબુદ્ધિ છે અને તેનુ પરિણામ અન્યાય, અનીતિ, અનાચાર અને અધર્મ છે

લોકોમા એક કહેવત છે કે 'જેનુ શાક બગડયુ, તેનો દિવસ બગડયો અને જેનુ અથાણુ બગડયુ તેનુ વરસ બગડયુ ' આ કહેવતમા એટલુ ઉમેરી શકાય કે 'જેની બુદ્ધિ બગડી તેનુ જીવતર બગડયુ ' એટલે જીવનને સુધારવા માટે, જીવનના સઘળા કર્ત્તવ્યો સારી રીતે પાર પાડવા માટે અને સાત્વિક પુરુષાર્થની યથાર્થ સાધના કરવા માટે સદ્બુદ્ધિની જરૂર છે તે સબધી એક કવિએ ઠીક કહ્યુ છે કે –

श्रिय प्रसूते विपद रुणद्धि, श्रेयासि सूते मलिन प्रमार्ष्टि ।
सस्कारयोगाच्च पर पुनीते, शुद्धा हि बुद्धिः किल कामधेनु ॥

" ખરેખર ! સદ્બુદ્ધિ એ કામધેનુ ગાય જેવી છે, કારણ કે તે લક્ષ્મીને જન્મ આપે છે, વિપત્તિઓને રોકે છે, કલ્યાણને ઉત્પન્ન કરે છે, પાપને ભૂસી નાખે છે અને યોગ્ય ઉપાયોથી બીજાને પણ પવિત્ર બનાવે છે "

## કુબુદ્ધિ

કુબુદ્ધિનુ પરિણામ બૂરુ છે ‘ કૂડના હાડિયા કપાળ
વાગે ’ ‘ કૂડ ત્યા ધુડ ’ ‘ ખાડો ખોદે તે પડે ’ વગેરે કહેવ
કુબુદ્ધિથી આવનારા આખરી અનિષ્ટ પરિણામનુ સૂચન ક
છે તે સબધી નીચેનુ દૃષ્ટાંત વિચારવા યોગ્ય છે

## ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ

એક નગરમા ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ નામના બે વણિ
રહેતા હતા તેઓ એક બીજાને સારી રીતે ઓળખતા હ
એટલુ જ નહીં પણ વખત આવ્યે એક બીજાનુ કામ પ
કરતા હતા, તેથી બને વચ્ચે મૈત્રી થઇ હવે એક વખત
બને મિત્રોએ પરદેશમા જવાનો વિચાર કર્યો કારણ કે વિ
શિલ્પ અને ધનની વૃદ્ધિ પરદેશમા ગયા વિના થતી નથી

બને મિત્રો પરદેશ ગયા અને ત્યા સારી કમાણી ક
પછી તેઓ ઘેર આવવાને નીકળ્યા તેઓ ગામની નજીક આ
એટલે પાપબુદ્ધિની બુદ્ધિમા ફેર પડ્યો તે વિચાર કરવા લા
કે ‘ આ ધર્મબુદ્ધિનુ ધન કોઈ પણ રીતે પડાવી લઉં
એકદમ ધનવાન થઈ જાઉં તેથી કોઇ યુક્તિ લડાવવા દે ’ એ
તેણે ધર્મબુદ્ધિને કહ્યુ ‘ ભાઈ ! આ ધન કમાતા આપ
ઘણી મહેનત પડી છે એટલે તે રફેદફે ન થઈ જાય તે જ
જોઇએ જો આપણે આ બધુ ધન ઘરે લઈ જઇશુ તો કુ
બીઓ અને સબધીઓ માગણી કર્યા વિના નહિ રહે
તેમની માગણી થશે એટલે કાઇ ને કાઇ તો આપવુ જ પડ
માટે સારો રસ્તો એ છે કે આ ધનનો મોટો ભાગ આ

અહીં એક ઝાડના મૂળ આગળ દાટી દઇએ અને જરૂર જેટલું જ ઘેર લઈ જઇએ પછી જરૂર પડશે તેમ અહીંથી ધન કાઢી જઈશું '

ધર્મબુદ્ધિ સરલ હતો તેના પેટમા કોઇ પણ જાતનુ પાપ ન હતુ વળી તે બધાને પોતાના જેવો જ સરલ સમજતો હતો એટલે તેમ કરવાને કબૂલ થયો

બને જણાએ પોતાના ધનનો મોટો ભાગ ત્યા દાટી દીધો, અને થોડુ ધન લઇને પોતાને ઘેર આવ્યા

એક રાત્રે પાપબુદ્ધિએ ત્યા જઇને બધુ ધન કાઢી લીધુ અને ખાડો પૂરીને તથા જમીન સરખી કરીને પાછો ઘેર આવતો રહ્યો

હવે થોડા દિવસ બાદ ધર્મબુદ્ધિને ધનની જરૂર પડી એટલે પાપબુદ્ધિને સાથે લઇને, તે ધનવાળી જગ્યાએ ગયો અને જમીન ખોદી, પરતુ તેમાથી કાઇ પણ નીકળ્યુ નહિ આ જોતા જ પાપબુદ્ધિ પત્થર સાથે માથુ કૂટવા મડ્યો અને બોલવા લાગ્યો કે ' હાય ! હાય ! હવે હુ શુ કરીશ ? મારી પાસે જે કાઈ હતુ, તે બધુ આમા જ હતુ ? હવે મારા છોકરા-છૈયાની શી વલે થશે. ? આ વાતનો ભેદ તારા અને મારા સિવાય બીજુ કોઇ પણ જાણતુ ન હતુ, તેથી તુ જ મારુ ધન હરી ગયો છે, માટે મારા ભાગનુ ધન મને સોપી દે નહિ તો રાજદરબારમા જઇને ફરિયાદ કરવી પડશે '

ધર્મબુદ્ધિએ કહ્યુ ' અરે દુરાત્મન્ ! આ તુ શુ બોલે છે ? હુ કદી પણ ચોરી કરુ જ નહિ, પણ લાગે છે કે આ

ધન તુ એકલો જ ઉપાડી ગયો છે, માટે ચૂપચાપ મારો ભાગ પાછો આપી દે નહિ તો હુ તને રાજદરબારમા એ ચી જઈશ.'

આમ બ ને જણા વિવાદ કરતા ધર્માધિકારી પાસે ગયા ધર્માધિકારીએ બ નેની હકીકત સાભળીને કહ્યુ કે-'આ બાબત મા દિવ્ય કરવુ પડશે' તે સાભળીને પાપબુદ્ધિએ કહ્યુ કે 'આ ન્યાય ઠીક નથી પહેલા પત્ર, પછી સાક્ષી અને એ બેયનો અભાવ હોય તો જ દિવ્યનો આશ્રય લેવાય, પણ મારે તો વૃક્ષદેવતા સાક્ષી છે, તે અમારામાથી દોષિત કોણ છે અને નિર્દોષ કોણ છે, તે કહી આપશે' તેથી ધર્માધિકારી એ બ નેના જામીન લીધા અને 'આવતી કાલે સવારે આવજો' એમ જણાવીને જવા દીધા

પાપબુદ્ધિએ ઘેર જઈને પોતાના પિતાને કહ્યુ કે 'પૂજ્ય પિતાજી! ધન મે ચોર્યું છે, પણ તમારા વચનથી મને તે પચી જાય એમ છે'

પિતાએ કહ્યુ 'વત્સ! એ કેવી રીતે બની શકે?'

પાપબુદ્ધિએ કહ્યુ 'પિતાજી! એ પ્રદેશમા ખીજડાનુ એક મોટુ વૃક્ષ છે અને તેમા એક મોટી બખોલ છે એ બખોલમા તમે હમણા જ દાખલ થઈ જાઓ કે જેથી બીજા કોઈને પણ ખબર પડે નહિ પછી સવારે બધાની સમક્ષ હુ પૂછુ કે 'હે વૃક્ષદેવતા! તમે અમારા બ નેના સાક્ષી છો, માટે કહી દો કે અમારામાથી કોણ ચોર છે?' તે વેળાએ તમારે જણાવવુ કે 'ધર્મબુદ્ધિ ચોર છે'

પિતાએ કહ્યુ 'આ ઉપાય બરાબર નથી એનુ પરિણામ સારુ આવવા સભવ નથી'

પાપબુદ્ધિએ કહ્યુ 'જો તમે મારા કહ્યા પ્રમાણે નહિ કરો તો આપણા બધાનો નાશ થશે.'

છેવટે તેના પિતાએ એ વાત કબૂલ કરીને રાત્રિના અંધકારમા તે ખીજડાની બખોલમા જઈને બેઠો.

સવારે અધિકારીઓ સાથે, ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ ધન-વાળી જગાએ ગયા ત્યા કેટલાક શાસ્ત્રવચનો બોલ્યા બાદ વૃક્ષમાથી એવા વચનો નીકળ્યા કે 'આ ધન ધર્મબુદ્ધિએ લીધુ છે.'

આ સાભળીને આશ્ચર્યચકિત થયેલા અધિકારીઓ ધર્મબુદ્ધિને શુ દંડ દેવો તેનો વિચાર કરવા લાગ્યા. એટલામા ધર્મબુદ્ધિએ જે વૃક્ષમાથી વાણી નીકળી હતી તેની આસપાસ થોડુ સૂકુ ઘાસ પાથરીને તેને સળગાવ્યુ અને તેના પર જલદી સળગી ઊઠે તેવા લાકડા તથા બીજી વસ્તુઓ નાખી. થોડી વારમા તે વૃક્ષ સળગી ઊઠ્યુ અને તેમાથી એક અર્ધદગ્ધ પુરુષ કરુણ ક્રંદન કરતો બહાર નીકળી આવ્યો.

રાજ્યાધિકારીઓએ તેને પૂછ્યુ કે 'તુ કોણ છે?' એટલે તેણે જવાબ આપ્યો કે 'દુષ્ટ પુત્રે મારી આ દશા કરી છે.' અને તે તરત જ મરણ પામ્યો. અધિકારીઓ બધી વાત પામી ગયા, તેથી તેમણે ધર્મબુદ્ધિને ધન પાછુ અપાવ્યુ ને પાપબુદ્ધિને શૂળીની શિક્ષા કરી.

તાત્પર્ય કે 'કુબુદ્ધિનુ ફળ અંતે ભયંકર છે.'

બુદ્ધિના ભેદો

પૂર્વ મહર્ષિઓએ બુદ્ધિના ચાર ભેદો માન્યા છે (૧)

ઔત્પત્તિકી (૨) વૈનયિકી (૩) કાર્મિકી અને (૪) પારિણામિકી તેમા ઉત્પત્તિ એટલે જન્મ એ જ જેનુ કારણ છે તે ઔત્પત્તિકી કહેવાય છે તાત્પર્ય કે જે બુદ્ધિ સૂત્ર, ગુરુ કે વડીલની મદદ વિના જન્માતરીય સસ્કારજન્ય ક્ષયોપશમની તીવ્રતાથી જ વસ્તુના યથાર્થ મર્મને પકડી શકે છે અને તેના યોગ્ય ઉપાયો યોજી શકે છે તે ઔત્પત્તિકી ગણાય છે જે બુદ્ધિ ગુરુ અને શાસ્ત્રનો યોગ્ય વિનય કરવાથી પ્રકટે છે અથવા તો વિનય એટલે શિક્ષણવડે ઉત્પન્ન થાય છે તે વૈનયિકી કહેવાય છે જે બુદ્ધિ કર્મ એટલે વારવારના અભ્યાસથી ઉત્પન્ન થાય છે તે કાર્મિકી કહેવાય છે, અને જે બુદ્ધિ અનુભવથી પાકટ થયેલી હોય છે તથા હેતુ અને અનુમાનના જ્ઞાનવાળી હોય છે તે પારિણામિકી કહેવાય છે

બુદ્ધિના આ ચાર પ્રકારનુ સ્વરૂપ તેના દૃષ્ટાતો સમજવાથ બરાબર ખ્યાલમા આવી જશે

## ઔત્પત્તિકી બુદ્ધિ

### કાકડીવાળો

એક ગામડિયો કાકડીનુ ગાડુ ભરીને નજીકના શહેરમ વેચવા ગયો ત્યા ચાલાક માણસ તેને ભેટી ગયો તેણે કહ્યુ ' કોઈ માણસ આ ગાડાની બધી કાકડીઓ ખાઈ જાય તો તે શુ આપે ?' આમ બનવુ અશક્ય માનીને પેલા ગામડિયાએ કહ્યુ કે 'જો કોઈ એમ કરે તો તેને નગરના દરવાજામા બહાર નીકળી શકે નહિ તેવો લાડૂ આપુ '

પેલા ચાલાક માણસે તે શરતનો સ્વીકાર કરીને બ

કાકડીઓ ચાખી લીધી પછી પેલા ગામડિયો એ કાકડીઓને વેચવા લાગ્યો ત્યારે લોકોએ કહ્યુ કે 'આ બધી કાકડીઓ ખાધેલી છે' એટલે પેલા ચાલાક માણસે તે જવાબને પકડી લીધો અને જણાવ્યુ કે 'મારી શરત મે પૂરી કરી છે, માટે તારી શરત તુ પૂરી કર'

ગામડિયાએ તો માન્યુ હતુ કે 'આવો લાડુ આપવાનો વખત જ આવવાનો નથી' તેથી તેણે એ સબધી કાંઈ પણ વિચાર કર્યો ન હતો એટલે તે ગભરાયો અને પોતાને શરત માથી મુક્ત કરવા માટે પેલા માણસને પચીશ રૂપિયા આપવા લાગ્યો પરંતુ પેલા માણસે તે રૂપિયા લીધા નહિ, તેથી ગામડિયાએ પચાશ રૂપીઆ આપવા માડ્યા, સો રૂપીઆ આપવા માડ્યા, બસો રૂપીઆ આપવા માડ્યા ને છેવટે ત્રણસો રૂપીઆ આપવા માડ્યા, છતા તેણે લીધા નહિ ત્યારે ગામડિયાને લાગ્યુ કે—આ ધૂર્ત મને છોડવાનો નથી, તેથી કોઇ નિપુણ બુદ્ધિવાળાને શોધી કાઢુ કે જે આ કોયડાનો ઊકેલ કરે એટલે તે એવા માણસ પાસે ગયો કે જે તેની ઔત્પત્તિકી બુદ્ધિ માટે પકાતો હતો ગામડિયાએ તેને બધી હકીકત કહી સભળાવી તે વખતે પેલા ઔત્પત્તિકી બુદ્ધિવાળાએ કહ્યુ 'એમા મુઝાય છે શુ? તુ એ માણસને એવો લાડુ આપી શકીશ કે જે નગરના દરવાજા માથી બહાર નીકળે નહિ' એમ કહીને તેણે ઉપાય બતાવ્યો

હવે તે ગામડિયો કંદોઇની દુકાનેથી મુઠીમા સમાય તેવો એક લાડુ લઇને પેલા ધૂર્ત તથા નગરલોકો સાથે શહેરના દરવાજે ગયો અને તે લાડુને દરવાજા વચ્ચે મૂકીને કહેવા લાગ્યો કે 'અરે લાડુ! તુ નગરના દરવાજામાથી બહાર નીક[illegible]

લાડુ નગરના દરવાજામાથી બહાર નીકળી શકયો નહિ એટલે તેણે એ લાડુ ધૂર્તને આપતા જણાવ્યુ કે ' આ લાડુ એવો છે કે જે નગરના દરવાજામાથી બહાર નીકળી શકે તેવો નથી '

પેલો ધૂર્ત શેરના માથે સવાશેર મળેલો જાણીને ચાટ પડી ગયો અને ત્યાથી ચૂપચાપ ચાલતો થયો

## કાગડાની સખ્યા

એક રાજાએ પોતાના મત્રીને પૂછયુ કે–આ વીણાતટ (બેનાતટ) નગરમા કાગડાઓની સખ્યા કેટલી હશે ? મત્રી ઔત્પત્તિકી બુદ્ધિવાળો હતો, એટલે તેણે તરત જ જવાબ આપ્યો કે ' સાઠ હજાર '

રાજાએ પૂછયુ ' જો એથી ઓછા થાય તો ? '

મત્રીએ કહ્યું 'કોઈ કામ પ્રસગે બહાર ગયેલા સમજવા '

ત્યારે રાજાએ ફરીને પૂછયુ ' અને જો વધારે થાય તો ? '

મત્રીએ ઠડા કલેજે જવાબ આપ્યો ' તો બીજા મહેમાન તરીકે આવેલા સમજવા '

એ સાભળી રાજા ચૂપ થઈ ગયો અને તેની બુદ્ધિની પ્રશસા કરવા લાગ્યો

## વૈનયિકી બુદ્ધિ

### બે શિષ્યો

એક સિદ્ધપુત્ર પાસે બે શિષ્યો નિમિત્તશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા તેમા પહેલો શિષ્ય ગુરુની ભક્તિ ખૂબ જ કરતો

તથા તેઓ જે કાઈ શીખવતા તે બરાબર ગ્રહણ કરી લેતો અને પછી તેના પર ચિતન-મનન કરતો જ્યારે બીજો શિષ્ય ગુરુની ભક્તિ ઉપર ઉપરથી જ કરતો અને ગુરુ શિક્ષણ આપતા ત્યારે પણ જોઈએ તેવુ લક્ષ્ય આપતો નહિ

એક વાર ગુરુએ કોઈ કામ પ્રસગે આ બને શિષ્યોને બહાર ગામ મોકલ્યા ત્યા રસ્તામા કોઈ જાનવરના પગલા પડેલા જોઈને બીજા શિષ્યે કહ્યુ ' આ પગલા હાથીના છે ' તે વખતે પહેલા શિષ્યે કહ્યુ કે ' આ પગલા હાથીના નહિ પણ હાથણીના છે વળી તે હાથણી ડાબી આખે કાણી છે અને તેના પર કોઈ રાજાની રાણી બેઠેલી છે, જે સૌભાગ્યવતી અને સગર્ભા છે તે આજકાલમા એક સુદર પુત્રને પ્રસવશે '

આ સાભળી બીજા શિષ્યે કહ્યુ ' આ ટાઢા પહોર છે તેનો તે ઠીક ઉપયોગ કર્યો આ વાતમાથી કેટલા ટકા બાદ કરવાના ?'

પહેલા શિષ્યે કહ્યુ ' જે વાત મને બરાબર સ્પષ્ટ સમજાય છે, તે જ તને કહી છે એમા અજાયબી પામવા જેવુ કાઈ જ નથી આગળ ચાલીશુ એટલે બધી વાત બરાબર જણાઈ આવશે '

હવે તે શિષ્યો કેટલુક ચાલ્યા પછી એક ગામના પાદરે આવી પહોચ્યા ત્યા તળાવના કિનારે કોઈ રાજાનો રસાલો પડ્યો હોય તેમ જણાયુ એટલે તે બને નજીક ગયા અને જોયુ તો એક તબુમા હાથણી બાધેલી હતી આ હાથણી ડાબી આખે કાણી હતી અને તેઓ ઊભા ઊભા હાથણીને જુએ છે, તેટલામા એક દાસીએ તબૂમાથી બહાર આવીને પાસે ઊભેલા ચોકીદારને

કહ્યુ કે ' જઇને મહારાજાને ખબર આપો કે રાણીજીએ એક સુદર પુત્રને જન્મ આપ્યો છે '

આ સાભળી બીજો શિષ્ય ઊડા વિચારમા પડી ગયો અને મનમા બોલ્યો કે ' ગુરુએ આને કોઇક ગુપ્ત વિદ્યા શીખવી લાગે છે અને મને તેનાથી અજાણ્યો રાખ્યો છે '

પછી તે બને શિષ્યો તળાવમા હાથ પગ ધોઇને તેના કિનારે રહેલા એક વિશાળ વડની છાયામા આરામ લેવા બેઠા એવામા ત્યા થઇને એક ડોસી નીકળી તેણે આ બનેને પડિત જેવા જોઇને પૂછયુ કે ' હે ભાઈ ! મારો પરદેશ ગયેલો પુત્ર ક્યારે આવશે ? ' આ પ્રશ્ન પૂછતા જ તેના મસ્તક પરનો પાણીનો ઘડો નીચે પડ્યો અને ફૂટી ગયો

આ જોઇને બીજા શિષ્યે તરત જવાબ આપ્યો કે ' હે વૃદ્ધા ! તારો પુત્ર આ ઘડાની જેમ નાશ પામ્યો છે, તે પાછો ક્યાથી આવી શકે ? માટે પ્રભુના નામની માળા ફેરવ ' આ સાભળી પહેલા શિષ્યે કહ્યુ ' ડોસીમા ! જરાયે ફીકર કરશો નહિ તમારો પુત્ર સાજોનરવો છે અને તમે અહીંથી ઘેર પહોચશો કે તરત જ તેનો મેળાપ થશે '

ડોસી પહેલા શિષ્યને આશીર્વાદ આપીને ઘેર ગઈ અને જોયુ તો પોતાનો પુત્ર પરદેશથી ઘેર આવી પહોચ્યો હતો તેણે પોતાના પુત્રને બે પડિતોએ આપેલા જવાબની વાત કરી એટલે તેનો પુત્ર પ્રથમ શિષ્ય પર ખૂબ પ્રસન્ન થયો અને તળાવ ના કિનારે આવીને તેને સારી દક્ષિણા આપી આ જોઈ બીજો શિષ્ય મનમા બબડી ઊઠ્યો ' આની બધી વાત સાચી કેમ પડે

છે ? અને મારી એકે ય વાત સાચી કેમ પડતી નથી ? જરૂર ગુરુએ ભણાવવામા પક્ષપાત કરેલો છે '

તે શિષ્યો ગુરુએ સોંપેલુ કામ કરીને પાછા ફર્યા અને ગુરુની આગળ હાજર થયા તે વખતે પહેલા શિષ્યે નીચે નમીને તેમને પચાગ પ્રણિપાત કર્યા, જ્યારે બીજો શિષ્ય સ્થભની જેમ અક્કડ ઊભો રહ્યો આ જોઈ ગુરુએ કહ્યુ કે 'હે શિષ્ય ! શિષ્ટાચારનો લોપ કરવો ઉચિત નથી ' શિષ્યે વળતો ઉત્તર આપ્યો કે 'જેને તમે બરાબર શિક્ષણ આપ્યુ હોય તે તમને નમે હુ શા માટે નમુ ?' ગુરુએ પૂછ્યુ કે 'મે તને બરાબર ભણાવ્યો નથી ?' શિષ્યે કહ્યું 'હા, તેમજ છે જો તમે મને બરાબર ભણાવ્યો હોત તો આ તમારા માનીતા શિષ્યની જેમ મારા જવાબો પણ સાચા પડત, પરતુ તેવુ કાઇ બન્યુ નથી ' પછી તેણે રસ્તામા બનેલી બધી વાત કહી સભળાવી

ત્યારે ગુરુએ પ્રથમ શિષ્યને કહ્યુ કે 'મે તને કોઈ ગુપ્ત વિદ્યા શીખવી છે ?' પ્રથમ શિષ્યે તેનો સ્પષ્ટ ઇન્કાર કર્યો અને જણાવ્યુ કે 'જ્યારે જ્યારે આપ મને નિમિત્તશાસ્ત્ર શીખવતા હતા ત્યારે હુ બરાબર ધ્યાન આપતો હતો અને તેના રહસ્યો પર એકાતમા વિચાર કરતો હતો તેથી મારી બુદ્ધિનો જે કાઇ વિકાસ થયો છે તેના આધારે જ મે આ સઘળી બાબતો બરાબર કહેલી છે અમે બનેએ જાનવરના જે પગલા જોયા તેમા એ વાત તો દીવા જેવી સ્પષ્ટ હતી કે તે પગલા હાથીના છે પણ તે નરના છે કે માદાના છે, તે વિચારવાનુ હતુ એ બાબતનો વિચાર કરતા મારુ ધ્યાન ત્યા

આગળ થયેલા પેશાબ પર દોરાયુ તેના પરથી મેં નક્કી કર્યું કે એ પગલા નરના નહિ પણ માદાના જ છે વળી રસ્તા પર મે નજર કરી તો જમણી બાજુના ઝાડના પાદડા તોડેલા હતા પણ ડાબી બાજુના પાદડા જેમ ને તેમ હતા, તેથી મે નિશ્ચય કર્યો કે આ હાથણી ડાબી આખે કાણી હોવી જોઇએ, નહિ તો એ બાજુના પાદડા પણ જરૂર તેણે તોડ્યા હોત આવા વાહન પર બેસનાર કોઇ સાધારણ મનુષ્ય ન હોય એટલે મે ધાર્યું કે તે કોઇ રાજાની રાણી જ હોવી જોઇએ વળી આગળ જતા તેણે હાથણીને ઊભી રાખી હતી, નીચે ઉતરીને પેશાબ કર્યો હતો તે વખતે પવનથી ઉડેલા તેના વસ્ત્રના કેટલાક તાતણા બાજુના વિટપ (ઝાડ) પર ભરાઇ ગયા હતા તે રગે લાલ હોવાથી મે જાણ્યુ કે તે રાણી નક્કી સૌભાગ્ય વતી હોવી જોઇએ વળી તે રાણી પેશાબ કરીને ઊભી થઈ ત્યારે હાથનો થાપો મૂકીને ઊભી થઇ કે જેની રેખાઓ રેતીમા સ્પષ્ટ રીતે પડેલી હતી એટલે મે જાણ્યુ કે તે સગર્ભા છે અને ચાલતી વખતે તેણે જમણો પગ પહેલો ઉપાડેલો અને ભારથી મૂકેલો એટલે મે અનુમાન કર્યું કે જરૂર તેને પૂરા દિવસો જાય છે અને તેના ગર્ભમા પુત્ર છે એટલે તે થોડા જ સમયમા પુત્રને પ્રસવશે વળી ડોસીએ અમને બન્નેને પ્રશ્ન પૂછયો ત્યારે પાણીનો ઘડો પડી ગયો, તેનો અર્થ મે એવો કર્યો કે માટીનો ઘડો જેમ માટીમા મળી ગયો તેમ આ ડોસીનો પુત્ર પણ ડોસીને મળી જશે

બસ, આ મારો ખુલાસો છે આપે આપેલા સુદર શિક્ષણ સિવાય આવી નિરીક્ષણ શક્તિ અને આવી અનુમાન બુદ્ધિ

ારામા આવત નહિ, માટે આપશ્રીનો હુ જીવનપર્યંત
ણી છુ '

આ સાભળી ગુરુએ તેને ધન્યવાદ અને આશીર્વાદ આપ્યા તથા બીજા શિષ્યને કહ્યુ 'હે વત્સ! આ વાતનો બધો ખુલાસો તે સાભળી લીધો છે, માટે તેમા કસુર તારી જ છે અમે તો જે કાઈ શાસ્ત્રીય સિદ્ધાતો છે તે તમારી આગળ રજૂ કરીએ છીએ ને તેને બરાબર શીખવીએ છીએ એ ગ્રહણ કરવાનુ અને તેના પર ચિંતન-મનન કરવાનુ કામ તમારુ છે'

અહીં પહેલા શિષ્યની બુદ્ધિ ગુરુ અને શાસ્ત્રનો વિનય કરવાવડે ઉત્પન્ન થઈ તેથી તે વૈનયિકી જાણવી

## પાણીની શોધ

એક રાજા યુવાન સૈનિકોનુ લશ્કર લઇને વિજય યાત્રા કરવાને નીકળ્યો અનુક્રમે તે પોતાના લશ્કર સાથે એક જગલમા આવી ચડયો આ જગલમા કોઈ પણ સ્થળે પાણી મળ્યુ નહિ તેથી બધા તૃષાતર થઈને પાણીની શોધ કરવા લાગ્યા, પણ તેમા કોઇને સફલતા મળી નહિ તે વખતે એક વૃદ્ધ સૈનિકે કહ્યુ કે 'ગધેડાઓને છૂટા મૂકો ભૂમિ સૂઘતા તે જે સ્થળે પહોચશે ત્યાથી પાણી મળી આવશે ' એટલે રાજાએ ગધેડાને છૂટા મૂકાવ્યા તો તેઓ ભૂમિ સૂઘતા સૂઘતા એવા સ્થળે પહોચ્યા કે જ્યા પાણીથી ભરેલુ એક તળાવ હતુ એ તળાવનુ પાણી પીને રાજાએ તથા સૈનિકોએ પ્રાણ બચાવ્યા

અહીં વૃદ્ધ સૈનિકની બુદ્ધિ વૈનયિકી જાણવી, કારણ કે તેણે એ બુદ્ધિ વડીલોના વિનયથી મેળવી હતી

## કાર્મિકી બુદ્ધિ

### ચોર અને ખેડૂત

એક નગરમા કોઇક ચોરે રાત્રિના સમયે પૈસાદારના ઘરમા અષ્ટદલ કમલના આકારનુ ખાતર પાડીને ચોરી કરી સવારે લોકો ભેગા થયા અને તે ખાતરનો આકાર જોઈને કહેવા લાગ્યા કે 'આ ચોર ઘણો જ હોશિયાર જણાય છે, નહિ તો આવુ અષ્ટદલ કમળના આકારનુ ખાતર કેમ પાડી શકે ? જ્યા પ્રાણનું જોખમ હોય ત્યા આવી કલા બતાવવી એ ખરેખર ઘણુ મુશ્કેલ છે '

એ વખતે, ખભે ખોયો અને દાતા લઈને ઊભેલો એક ખેડૂત બોલી ઊઠયો કે 'રાતદિવસના અભ્યાસથી તેમ બની શકે છે, માટે એમા નવાઈ પામવા જેવુ કાંઈ નથી '

હવે ભેગા થયેલા લોકોમા ચોરી કરનારો ચોર પણ સારા કપડા પહેરીને ઊભો હતો અને લોકોના મુખેથી પોતાના કાર્યની પ્રશસા સાભળીને ખૂબ ફૂલાતો હતો, ત્યા રગમા ભગ પાડનારા આ શબ્દો સાભળીને તેને ઘણો જ ગુસ્સો આવી ગયો તેથી ખેડૂતની પાછળ પાછળ તે એના ખેતરે પહોચ્યો અને ત્યા ખેડૂતની ગરદન પકડીને બોલ્યો કે 'તને જાનથી મારીશ '

ખેડૂતે કહ્યુ 'પણ કાંઈ વાક કે ગુનો ? મને જાનથી શા માટે મારવો છે ?'

ચોરે કહ્યુ 'તુ કોઈના વખાણ સાભળી શકતો નથી અને ખરેખર પ્રશસા કરવા યોગ્ય કામની પણ નિંદા કરે છે

માટે આજે સવારે, તે પેલા ચોરના ઘરમા પડેલા ખાતરને વખાણ્યુ નહિ અને ઉલટુ એમ કહ્યુ કે 'ઘણા દિવસના અભ્યાસથી તેમ બની શકે છે, માટે એમા નવાઈ પામવા જેવુ કંઈ નથી ' તારી આ ધૃષ્ટતા બદલ તને યોગ્ય શિક્ષા કરવા માગુ છુ '

ખેડૂતે કહ્યુ 'જો એમ જ હોય તો મને છૂટો મૂકો, જેથી મારુ બોલવુ સાચુ છે તેની ખાતરી કરી બતાવુ '

ચોરે એને છૂટો મૂક્યો, એટલે તે ખેડૂતે અનાજ વાવવા માટેના ટોપલી ઉપાડી અને મગના દાણાની એક મૂઠી ભરીને કહ્યુ કે 'તુ કહે તો આ મગને નીચા મોઢે વાવુ ' કહે તો સવળા મોઢે વાવુ, કહે તો પડખાભેર વાવુ અને કહે તો એકેક આંગળના અંતરે વાવુ, માટે તારી મરજી હોય તે જણાવ.'

ચોરે કહ્યુ 'બધા મગ અવળા મોઢે વાવ ' એટલે ખેડૂતે તે પ્રમાણે વાવી બતાવ્યુ તેથી ચોર ઘણો ખુશ થયો અને બોલી ઊઠ્યો કે—'ખરેખર ! અભ્યાસથી સર્વ કાંઈ બની શકે છે તેમ નવાઈ પામવા જેવુ કંઈ નથી ' અને તે ચાલતો થયો

## તેલની ધાર

આગલી ઘાંચણ મેડે ચડી હતી પાછળ તેલ લેવા માટે આવેલ ઘરાકો બૂમાબૂમ કરવા લાગ્યા કે 'અત્યારે ઘરાક વેળાએ ઉપર જવાનુ બહુ સૂઝે છે !' એ સાંભળીને આગલીએ મેડી ઉપરથી જવાબ આપ્યો કે 'તેલ લેવુ હોય તે આ બારીની નીચે આવો, બધાને હુ અહીંથી જ તેલ આપીશ.'

એટલે તેલ લેવા આવનારાઓ પોતાના ઠામ સાથે બારી નીચે ગોઠવાઈ ગયા

પહેલાએ કહ્યુ 'પાશેર તેલ આપ'

ગાગલીએ કહ્યુ 'તારુ ઠામ જમીન પર મૂક' અને તેણે ઉપરથી ધાર કરી તો પાશેરનુ વાસણ બરાબર ભરાઈ રહ્યુ

બીજાએ કહ્યુ 'અર્ધો શેર આપ'

ત્રીજાએ કહ્યુ 'એક શેર આપ'

ચોથાએ કહ્યુ 'સવાશેર ને નવટાક આપ'

તે દરેકને ગાગલીએ તેમના કહ્યા પ્રમાણે જ તેલ આપ્યુ આ જોઈને બધા કહેવા લાગ્યા કે 'ધન્ય છે ગાગલીની કુશલતાને! મેડે ઊભા ઊભા તેલની ધાર કરવી અને તેમા જરા પણ તેલ ઠામની બહાર જાય નહિ કે માપથી વધારે ઓછુ આવે નહિ, એ તો ખરેખર ઘણ જ અદ્ભુત કહેવાય'

ગાગલીએ કહ્યુ 'એ તો રાતદિવસનો મહાવરો પડે એટલે બધુયે આવડે એમા અદ્ભુત જેવુ કાઈ નથી'

## કારીગરો અને કલાકારો

એક રસોયો ડોઈથી પીરસવા છતા બધાને સરખુ પીરસી શકે છે

એક વણકર સૂતરની દડીઓ જોઈને કહી આપે છે કે આનાથી આટલુ જ કાપડ ઉતરશે

એક સુથાર 'અમુક માપનુ ગાડુ બનાવવુ છે' એમ જાણતા જ કહી આપે છે કે તેમા આટલુ લાકડુ જોઈશે

એક દરજી કાપડનુ માપ જાણતા જ કહી શકે છે કે તેમાથી અમુક કપડા બની શકશે

એક કુભાર માટીના પીંડા પરથી કહી શકે છે કે તેમાથી કેટલા નળિયા કે કેટલા ઘડા ઉતરી શકશે

એક ચિત્રકાર પશુ, પક્ષી, વેલ, બુટ્ટી વગેરેનુ ચિત્રામણ આબેહૂબ કરી શકે છે

એક શિલ્પી જુદા જુદા ભાવવાળી મૂર્તિઓ, જાણે સાચી જ હોય તેવી બનાવી શકે છે

એક લેખક વિચારોને એટલી સુદર રીતે ગોઠવી શકે છે કે જેને વાચતા જ માણસના મન પર સચોટ અસર થાય છે

એટલે સતત અભ્યાસથી-કર્મથી બુદ્ધિમા એક પ્રકારની વિશદતા આવે છે, જે બીજાની સરખામણીમા અદ્ભુત લાગે છે

## પારિણામિકી બુદ્ધિ

### લાત મારનારને શિક્ષા

એક રાજાને સેવકોએ કહ્યુ કે ' મહારાજ ! સફેદ વાળવાળા અને જીર્ણ શરીરવાળા વૃદ્ધોને નોકરીમા ન રાખતા જે તરુણ હોય તેને જ નોકરીમા રાખવા '

રાજા ઠરેલ હતો એટલે કે પારિણામિકી બુદ્ધિવાળો હતો તેણે કહ્યુ ' વારુ, તમારી વાત ધ્યાનમા રાખીશ. '

પછી થોડા દિવસ બાદ તરુણ સેવકોને ભેગા કરીને પૂછ્યુ કે ' મને લાત મારનારને શુ શિક્ષા કરવી જોઇએ ? ' તે સાભળી

ને તરુણ સેવકો તરત જ બોલી ઊઠ્યા કે ' એને ગરદન મારવો જોઇએ ' પછી તે જ પ્રશ્ન વૃદ્ધ સેવકોને પૂછયો, એટલે તેમણે કહ્યુ કે ' એનો જવાબ થોડી વાર પછી આપીશુ '

બધા વૃદ્ધ સેવકો ભેગા થઇને વિચાર કરવા લાગ્યા કે ' રાજાને લાત કોણુ મારી શકે ? તેની રાણી અથવા પુત્ર સિવાય તેવુ કામ કોઇ પણ કરી શકે નહિ અને રાણીનો અથવા પુત્રનો તો સત્કાર જ કરવો જોઇએ ' થોડી વાર પછી તેમણે જવાબ આપ્યો કે ' મહારાજ ! આપને લાત મારનારનો સત્કાર કરવો જોઇએ '

એ જવાબથી રાજા ઘણો ખુશ થયો, કારણ કે તેણે એ જ આશયથી પ્રશ્ન કર્યો હતો

રાજાએ તેનો હવાલો આપીને તરુણ સેવકોને જણાવ્યુ કે ' હવે તમે કહો તો માત્ર તરુણોને જ નોકરીમા રાખુ અને તમે કહો તો વૃદ્ધોને પણ રાખુ '

સેવકોએ કાઇ પણ જવાબ ન આપતા નીચુ જોયુ અને રાજાના ઠરેલપણાની મનોમન પ્રશસા કરી

## હીરાની પરીક્ષા

એક કલાકાર ઝવેરીએ ખડી સાકરના ટૂકડામાથી હીરા બનાવ્યો અને તેને પહેલ પાડવા વગેરેની ક્રિયા કરીને આબેહૂબ બનાવ્યો પછી તે એક રાજા આગળ લઈ ગયો અને ખૂબ આડબરથી કહ્યુ કે ' મહારાજ ! આપ ઝવેરાતની પરીક્ષા કરવામા એક્કા છો, તો આ હીરાનુ મૂલ્ય શુ છે, તે કહી આપો '

રાજાએ તે હીરા હાથમા લીધો અને વિચાર કર્યો કે ‘ આમા કાઈ પણ કારણ હોવુ જોઈએ નહિ તો આ ઝવેરી આવી ઢબનો પ્રશ્ન કરે નહિ ’ એવામા એક માખી ઊડતી આવી અને તેના પર બેઠી એથી રાજાએ અનુમાન કર્યું કે નક્કી ખાદ્ય પદાર્થનો–સાકરનો જ આ બનાવેલો છે, નહિ તો તેના પર માખી બેસે નહિ એટલે તેણે એ હીરાને મુખમા મૂકતા જણાવ્યુ કે ‘ ઝવેરી ! તમારા હીરાની કિંમત આટલી છે ! ’

ઝવેરી રાજાની પારિણામિકી બુદ્ધિ જોઈને ખુશ થઈ ગયો

## મોદકપ્રિય

એક રાજકુમારને મીઠાઈ ખાવાનો ઘણો શોખ હતો અને તેમા પણ મોદક બહુ પ્રિય હતા, તેથી અવારનવાર વિવિધ પ્રકારના મોદકો બનાવીને જમતો હતો એક વાર મોદક ઘણા સ્વાદિષ્ટ થવાના કારણે, તેણે એવુ આકઠ ભોજન કર્યું તેથી એને અપચો થયો અને શરીરમાથી દુર્ગંધ યુક્ત પવન છૂટવા લાગ્યો તે જોઈને તેણે વિચાર કર્યો કે ‘ અહો ! ગમે તેવુ મનોહર ભોજન જમવામા આવે, પણ આ શરીરના યોગે, તે ઘડીકમા જ અપવિત્ર બની જાય છે ! તેથી આ શરીર અપવિત્રતાનુ ધામ છે અને અશુચિનો ભડાર છે અને જે વસ્તુ આટલી અપવિત્ર અશુચિવાળી છે, તેને ખુશ રાખવા માટે નવા નવા મિષ્ટાન્નો જમવા એ કોઈ પણ રીતે ડહાપણનુ કામ નથી એથી હવે મિષ્ટાન્ન જમવાથી સર્યું ! અને તેણે તે જ દિવસથી પ્રતિજ્ઞા કરી કે ‘ હવે પછી કોઈ મિષ્ટાન્ન જમવુ નહિ અને ભાણામા જે કાઈ સ્વાદિષ્ટ કે બેસ્વાદિષ્ટ હાજર થાય, તેને આનદથી આરોગવુ ’

તેમ કરતા એ રાજકુમાર સ્વાદને જિતી શક્યો અને પરિણામે બીજી ઇંદ્રિયોને જિતવામા પણ સમર્થ થયો

અહીં મોદકપ્રિય રાજકુમારને ખોટુ છોડવાની જે બુદ્ધિ ઉત્પન્ન થઈ તે પારિણામિકી સમજવી

ચાર પ્રકારની બુદ્ધિનુ તાત્પર્ય એ છે કે-કેટલાક માણુસો અદ્ભુત બુદ્ધિને લીધે કોઇની પાસે શિખ્યા ન હોય છતા સાચુ અને ખોટુ પારખી શકે છે, જ્યારે કેટલાક માણુસો ગુરુ અને શાસ્ત્રનો વિનય કરવાથી બુદ્ધિનો વિકાસ એવી રીતે કરી શકે છે કે જેથી સાચુ અને ખોટુ પારખવાને શક્તિમાન થાય છે કેટલાકમા આવી બુદ્ધિ સતત અભ્યાસના પરિણામે આવે છે અને કેટલાકમા આવી બુદ્ધિ વૃદ્ધાવસ્થાના કારણે-ઠરેલપણાના કારણે કે યોગ્ય અનુમાનો કરવાની શક્તિને લીધે આવે છે

સારાશ કે આ જગતમા સર્વસાધારણ મનુષ્યોને માટે સાચુ અને ખોટુ જાણવાનુ સાધન બુદ્ધિ છે અને તેના વડે તે સાચા અને ખોટાનો નિર્ણય કરે છે



૩

# જે માનવું ખોટું છે.

આપણે જે કાંઈ માનીએ છીએ તે બધુ જ સાચુ હોતુ નથી, કારણ કે તેમાની કેટલીક માન્યતાઓ તો આપણે કાંઈ પણ ઊંડો વિચાર કર્યા વિના માત્ર બીજાના સૂચનથી જ સ્વીકારી લીધેલી હોય છે અને કેટલીક માન્યતાઓ લાગણીનો વિષય બની જવાથી તેના સાચા-ખોટાપણા વિષે આપણે વધારે વિચાર કરવાનું જ પસંદ કરતા નથી તેથી આપણે કયુ માનવુ સાચુ છે અને કયુ માનવુ ખોટુ છે, તેનો વિચાર કરવાની જરૂર પડે છે

## બહુમતવાદની પોકળતા

કેટલાક મનુષ્યો એમ માને છે કે 'ઘણા માણસો કહેતા હોય માટે જ તે સાચુ અને થોડા માણસો કહેતા હોય માટે

જ તે ખોટું ' પરંતુ આ માન્યતા કેટલા અંશે વ્યાજબી છે, તેનો ખ્યાલ નીચેના દષ્ટાંતો પર વિચાર કરવાથી આવી શકશે

## વરુના પગલાં

એક માણસ પોતાની સ્ત્રીને તેડીને ઘેર આવતો હતો પાસે ભાતું કે પાણી કાંઈ હતું નહિ! હવે રસ્તામાં સ્ત્રીને ખૂબ તરશ લાગી, એટલે તેણે પતિને કહ્યું કે 'હે નાથ' મને ખૂબ તરશ લાગી છે!'

પતિએ તેનો જવાબ આપતા જણાવ્યું કે–'હે પ્રિયે! ખેદ ન કર અહીંથી થોડે દૂર, આપણા માર્ગમાં, સુંદર વૃક્ષોની છાયાવાળું, મનોહર કમલોથી સુશોભિત અને સ્વાદુ જલથી ભરેલું એક રમણીય સરોવર આવશે '

તે સાંભળીને સ્ત્રીને આશ્વાસન મળ્યું અને તેણે પહેલાની માફક જ માર્ગ કાપવાનું ચાલુ રાખ્યું, પરંતુ ઘણું ચાલવા છતાં જ્યારે સરોવર દેખાયું નહિ, ત્યારે તેણે પતિને પુનઃ પૂછ્યું કે 'હે નાથ! હવે સરોવર ક્યારે આવશે?'

પતિએ કહ્યું કે 'તે આવવાની તૈયારીમાં છે, માટે જરા પણ ચિંતા કરીશ નહિ '

આમ પેલી સ્ત્રી સરોવરની આશામાં ને આશામાં ઘેર પહોંચી અને ત્યાંનું જલપાન કરીને સ્વસ્થ બની પછી તેણે પતિને કહ્યું કે 'તમારા જેવા તો કોઈ ઠગારા જોયા નહિ!'

પતિએ કહ્યું 'એમાં ઠગારા શાના? તને શું ઠગી લીધી?

સ્ત્રીએ કહ્યુ 'માર્ગમા સરોવર ન હોવા છતા 'સુદર વૃક્ષોની છાયાવાળુ, મનોહર કમળોથી સુશોભિત અને સ્વાદુ જલથી ભરેલુ એક રમણીય સરોવર' બતાવવુ એ ઠગાઈ નહિ તો બીજુ શુ કહેવાય?'

પતિએ કહ્યુ 'એ શબ્દો આશ્વાસનના હતા, માટે ઠગાઈ કહેવાય નહિ જો એ વખતે મે સરોવરની આશા ન આપી હોત, તો ઘર સુધી તુ પહોચી શકત જ નહિ એટલે તારા હિતની ખાતર મે એવી આશા આપી હતી, અને તેથી તેને ઠગાઈ-બગાઈ ગણી શકાય નહિ '

સ્ત્રીએ કહ્યુ 'આ તો તમારી વાક્ચતુરાઈ છે હુ તો એટલુ જાણુ કે ઠગાઈ એટલે ઠગાઈ પછી તે ગમે તે કારણે કરવામા આવી હોય અને તમે આ વાતનો સ્વીકાર કરવા તૈયાર ન હો, તો ચાલો આપણે પાચ માણસને પૂછી જોઈએ'

પતિએ કહ્યુ 'ઘણી વાર પાચ માણસો ખોટા હોય છે ને એક માણસ સાચો હોય છે તેથી એ ન્યાય મારે કબૂલ નથી મારા આ મતવ્યની ખાતરી તને થોડા જ વખતમા કરાવી આપીશ'

હવે તે માણસે પોતાની સ્ત્રીથી છૂપી રીતે, વરુના પગલા વાળી ચાખડીઓ બનાવી અને એક વખત પરોઢિયાના સમયે, તેના વડે, નગરના દરવાજા બહાર વરુના આબેહૂબ પગલા પાડી દીધા પછી સવારમા લોકો નગર બહાર નીકળતા તેણે એ પગલા બતાવીને કહ્યુ કે 'અરે ભાઈઓ! રાત્રિના સમયે આ નગરમા એક વરુ આવેલુ જણાય છે જુઓ તેના પગલા!

માટે આજથી બધા ચેતતા રહેજો !' આટલુ કહીને, તે પોતાને ઘેર પાછો ફર્યો

હવે વરુની વાત તો આખા નગરમા કર્ણોપકર્ણ પ્રસરી ગઈ અને ચોરે-ચૌટે-હાટે-વાટે-ઘાટે જ્યા જુઓ ત્યા એ જ વાત થવા લાગી એમ કરતા તે માણસની પોતાની સ્ત્રી પાણી ભરવા માટે પનઘટ પર ગઈ, જ્યા તેણે એ વાત સાભળી, તેથી ઘેર આવીને પતિને કહ્યુ કે 'સાભળ્યુ ? આજે તો આપણા નગરમા એક મોટુ વરુ આવ્યુ હતુ અને તે કોઇના સાત ખોટના છોકરાને ઉપાડી ગયુ છે !'

પતિએ કહ્યુ કે 'એ વાત મનવાજોગ નથી આવા મોટા શહેરમા વરુ કયાથી આવે ?'

સ્ત્રીએ કહ્યુ કે 'જ્યા જુઓ ત્યા આ વાત સભળાય છે, તો શુ બધા ખોટા અને તમે જ એક સાચા? તે દિવસે પણ તમે એવી જ હઠ પકડી હતી બળ્યો આવો વિચિત્ર સ્વભાવ તે કોને ગમે ?'

તે વખતે પેલા માણસે કહ્યુ કે 'બધા માણસો ખોટા છે અને હુ એક સાચો છુ, કારણ કે આ વાતનુ ખરૂ રહસ્ય મારા સિવાય બીજુ કોઈ પણ જાણતુ નથી અને તને કહી દઉં કે આ અસત્ય વાતનો પ્રચાર મે જ કર્યો છે અને લોકોએ તેને પકડી લીધી છે એક વાત ચાલી એટલે ચાલી ! પછી કોણ જુએ છે કે તેમા સાચુ શુ અને ખોટુ શુ ? મારે તને ખાતરી કરી આપવી હતી કે પાચ માણસોનુ કહેવુ પણ કેટલુ પોકળ હોય છે ! જો તારે એ વાતનો વધારે પુરાવો જોઈતો હોય

તો જોઇ લે આ વરુના પગલા' એમ કહીને તેણે વરુના બના વટી પગલા પાડનારી ચાખડીએ તેની આગળ મૂકી. તેથી ઓને ખાતરી થઈ ગઈ કે 'ઘણા માણસો કહેતા હોય છતા તે ખોટુ હોઇ શકે છે '

## ચોરની બૂમ

એક વાર પવનના ઝપાટાથી છાપરા પરનુ એક નળીયુ ખસી ગયુ તેથી થોડો ખડખડાટ થયો એ ખડખડાટ સાભળીને શેરીનુ એક કૂતરુ ભસવા લાગ્યુ અને તેના ભસવાનો અવાજ સાભળીને બીજા પણ બે ચાર કૂતરા ભસવા લાગ્યા એ અવાજથી એક માણસે અનુમાન કર્યું કે 'નકી કોઇ ચોર આટલામા પેસી ગયો છે!' અને તેણે બૂમ મારી કે 'ચોર! ચોર!!" એ બૂમ સાભળીને બીજા માણસે બૂમ મારી કે 'ચોર! ચોર!! પકડો! પકડો!!' એ બૂમ સાભળીને ત્રીજા માણસે બૂમ મારી કે 'ચોર! ચોર!! પકડો! પકડો!! આ જાય!' બસ એ તો ચારે બાજુથી ચોર–ચોર અને પકડો–પકડોની બૂમ પડવા લાગી

એ સાભળીને ઘણા માણસો જાગી ઊઠયા ને હાથમા જે કાઇ આવ્યુ, તે લઈને બહાર નીકળ્યા તેમણે ગામના ઝાપા સુધી ગલીએ ગલી અને શેરીએ શેરી તપાસી લીધી, પણ કોઈ ચોર મળ્યો નહિ, તેથી આશ્ચર્ય પામીને તેઓ અદર અદર પૂછવા લાગ્યા કે 'પહેલી બૂમ કોણે પાડી હતી?'

એકે કહ્યુ કે 'મે બીજાની બૂમ સાભળી હતી, તેથી બૂમ પાડી હતી' બીજાએ કહ્યુ કે 'મે ત્રીજાની બૂમ સાભળી હતી,

તેથી બૂમ પાડી હતી ' ત્રીજાએ કહ્યુ કે ' મે ચોથાની બૂમ સાભળી હતી, તેથી બૂમ પાડી હતી ' એમ બધા બીજાનુ નામ લેવા મડ્યા હવે જે માણુને ખરેખર બૂમ પાડી હતી, તે તો ઘરની બહાર જ નીકળ્યો ન હતો, કારણ કે ચોરના ધ્યાન માત્રથી તે હેબતાઇ ગયો હતો આ સયોગમા ' પહેલી બૂમ કોણે પાડી હતી ?' તેનો પત્તો કયાથી લાગે ? એટલે બધા માણસો ધીમે ધીમે વિખરાઇ ગયા ને ફરી નિદ્રાને ખોળે પડયા

તાત્પર્ય કે-એક વાત ઘણા જણાએ કહેવા છતા તે ખોટી હતી

કટલાએક માણસો એમ માને છે કે ' ઘણા માણસો કરતા હોય તે જ સાચુ ' પરતુ એ માન્યતા પણ ભૂલભરેલી છે સભવ છે કે ઘણા માણસોનુ કરવુ પણ ખોટુ હોય આ વાતની પ્રતીતિ નીચેના દૃષ્ટાતો વિચારવાથી થઇ શકશે

## વાનરોનુ ટોળુ

રાજાના કુવરોએ વાનરોનુ એક ટોળુ પાળ્યુ હતુ તેને તેઓ સારુ સારુ ખવડાવતા, નવડાવતા-ધોવડાવતા, રમાડતા અને કૂદાવતા આથી બધા વાનરોને ત્યા ખૂબ જ ગમી ગયુ હતુ હવે તે જ ઠેકાણે ઘેટાનુ એક નાનુ ટોળુ પાળવામા આવ્યુ હતુ, જે નાના રાજકુમારોને સવારી કરવા માટે ઉપયોગી હતુ આ ઘેટાઓમા એક ઘેટો વકરેલો હતો તે રોજ રાજાના રસોડામા પેસી જતો અને જે દેખે તે ખાઇ જતો આથી રસોઇયાને તેના પર બહુ ક્રોધ આવતો અને હાથમા લાકડુ,

વાસણ, પત્થર વગેરે જે કાંઇ આવતુ, તેનો છૂટો ઘા કરતો. આમ વારવાર બન્યા જ કરતુ ન તો ઘેટો પોતાની આદત છોડતો કે ન તો રસોઇયો તેના પર ઘા કર્યા વિના રહેતો

આ જોઇને એક સમજુ વાનરે બધા વાનરોને એકાતમા બોલાવીને કહ્યુ કે ' જ્યા ઘેટાની અને રસોઇયાની લડાઈ રોજ ચાલુ હોય, ત્યા છેવટે વાનરોનો મરો સમજવો, માટે જ્યા સુધી આપણા પર આફત આવી નથી, ત્યા સુધીમા આપણે આ રાજભવનને છોડીને વનમા ગાલ્યા જઇએ ત્યા આપણે સુખેથી રહી શકીશુ '

આ સાભળીને એક વાનરે કહ્યુ ' ઘેટા અને રસોઇયાની લડાઇ ચાલતી હોય તેમા આપણે શુ ? ઘેટો ઘેટાની વાત જાણે અને રસોઇયો રસોઇયાની વાત જાણે એ બને એમનુ ફોડી લેશે, તેથી આપણને શી રીતે હરકત આવવાની છે ?'

બીજા વાનરે કહ્યુ ' ઘેટા અને રસોઇયાની લડાઇ તો ઘણા દિવસથી ચાલે છે તેના લીધે હજી સુધી આપણને કાઇ હરકત આવી નથી, તો હવે પછી શી રીતે આવશે ? '

ત્રીજા વાનરે કહ્યુ ' દીર્ઘસૂત્રી થવામા શુ મજા છે ? જ્યા કોઇ પણ આફતની સભાવના નથી, ત્યા મહાન આફત ની સભાવના કરવી અને પ્રાપ્ત થયેલા સુખચેનને છોડી દેવા એ કોઇ પણ રીતે વ્યાજબી નથી '

ચોથા વાનરે કહ્યું ' કયા રાજભવનના અમૃત જેવા મીઠા ભોજન અને કયા વનના તૂરા–કડવા–તીખા–ખારા અને લૂખા

કૂળો ? આપણને જે સુખ અહીં મળે છે, તે વનમા કદી પણ મળવાનુ નથી, માટે 'પડ પાણા પગ પર'ની નીતિને અનુસરવુ યોગ્ય નથી '

પાચમા વાનરે કહ્યુ 'એ તો સમજાવો કે ઘેટા અને રસો ઇયો અદરઅદર લડે, તેમા આપણો મરો શી રીતે થાય ?'

સમજુ વાનરે કહ્યુ ' એ બધુ અત્યારે નહિ સમજાય પણ એ પ્રશ્ન પર મે બહુ ઊડાણથી વિચાર કર્યો છે અને તેમા જે ભાવી નજરે પડયુ છે, તે તમને કહી બતાવ્યુ છે, માટે મારા પર વિશ્વાસ રાખીને આ સ્થાનને છોડી દો અને ગમે તે બીજે ઠેકાણે ચાલો '

એ સાભળીને એક વાનરે કહ્યુ કે ' આ બાબત ઘણી ગભીર છે, તેથી એક માણસની શિખામણ પ્રમાણે વર્તી શકાય નહિ વળી પચ કહે, તે જ હમેશા પ્રમાણ હોય અને બહુ મતિ જે કાઈ ફેસલો કરે તે જ વ્યાજબી ગણી શકાય, માટે આ બાબતમા બધા વાનરભાઇઓના મત લ્યો '

એ પરથી બધા વાનરોના મત લેવાયા તેમા કોઇએ પણ સમજુ વાનરની વાતને ટેકો આપ્યો નહિ, એટલે એકમત વિરુદ્ધ નક્કી કરવામા આવ્યુ કે ' હાલ આપણે જે પ્રમાણે રાજભવનમા રહીએ છીએ, તે જ પ્રમાણે ચૂડેવાનુ ચાલુ રાખવુ '

પોતાના બધુઓની આ હાલત જોઇને સમજુ વાનર અત્યત દુખી થયો અને તે એકલો જ વનમા ચાલ્યો ગયો બધા વાનરો તેને મૂર્ખ માનીને, તેની મૂર્ખાઇ પર હસવા લાગ્યા

ઘેટા અને રસોઈયાની લડાઇ પહેલાની જેમ જ ચાલુ રહે
તેમા એક દિવસ ક્રોધે ભરાયેલા રસોઈયાએ ઘેટા પર સળગ
લાકડુ ફેકયુ તેથી એ ઘેટો સળગી ઉઠયો અને બૂમાબ
કરતો પાસેની અશ્વશાળામા પેઠો ત્યા જમીન પર આળોટ
તે પોતાનુ સળગેલુ શરીર બુઝવવા લાગ્યો હવે અશ્વશા
ઘાસથી ભરેલી હતી અને જમીન પર પણ ઘણુ ઘા
પથરાયેલુ હતુ તેથી જોતજોતામા પ્રચંડ આગ ભભૂકી નીકળ
જેણે કેટલાક ઘોડાને જીવતા ભરખી લીધા અને કેટલાક
આખા અંગે દઝાડી દીધા આ ઘોડાઓ અતિ કિમતી હ
અને રાજાને બહુ વહાલા હતા, તેથી રાજાએ કુશલ વૈદ્યો
બોલાવીને પૂછયુ કે 'ઘોડા દાઝી ગયા હોય, તેની શાતિ
ઉપાય શુ ?'

વૈદ્યોએ પશુચિકિત્સાના પુસ્તકો જોયા–ખાસ કરીને શાલિ
હોત્રનો ગ્રંથ જોયો, અને તેના આધારે જણાવ્યુ કે '
વાનરની ચરબી લગાડવામા આવે તો દાઝેલા ઘોડાઓને તર
શાતિ થઈ જાય, માટે જેમ બને તેમ જલદી વાનર
ચરબી મેળવો '

એ સાભળીને રાજાએ કહ્યુ 'એ ઉપાય તો સત્વર થ
શકશે, કારણ કે આપણા રાજભવનમા જ વાનરોનુ એક ટો
પાળેલુ છે ' પછી રાજાના હુકમથી તે બધા વાનરોનો વ
કરવામા આવ્યો અને તેમના મૃત દેહમાથી યથેષ્ટ ચર
મેળવીને દાઝેલા ઘોડાઓને લગાડવામા આવી

આ બનાવની ખબર પડતા પેલા સમજુ વાનરે યુક્તિ

પ્રયુક્તિથી રાજા ઉપરનુ વૈર લીધુ, પણ તેથી જે વાનરોએ પોતાના પ્યારા પ્રાણ ગુમાવ્યા હતા, તે તો પાછા ન જ આવ્યા તાત્પર્ય કે-બહુ વાનરોએ રાજભવનમા રહેવાનુ નક્કી કર્યું હતુ છતા તે 'ખોટુ' હતુ અને માત્ર એક જ વાનરે વનમા જવાનુ પસદ કર્યું હતુ, છતા તે 'સાચુ' હતુ

## શાસ્ત્રપરીક્ષાની જરૂર

કેટલાક એમ માને છે કે 'શાસ્ત્રોમા જે કાઈ લખ્યુ છે, તે બધુ જ સાચુ છે' પરતુ તેમનુ એ માનવુ ખોટુ છે, કારણ કે શાસ્ત્રોની રચના મનુષ્યોદ્વારા થાય છે અને બધા મનુષ્યો કાઈ પૂર્ણ જ્ઞાની, વિશુદ્ધ ચારિત્રશીલ, સપૂર્ણ પ્રામાણિક કે તદ્દન સ્વાર્થરહિત હોતા નથી એટલે તેમની રચનામા એક યા બીજા પ્રકારે 'ખોટુ' દાખલ થઈ ગયુ હોય તેવો સભવ છે

વળી શાસ્ત્ર શબ્દ કોઈ પણ વિષયની ગ્રથરચનાને છેડે લગાડી શકાય છે જેમકે-ધર્મશાસ્ત્ર, આચારશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, મત્રશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, અલકાર શાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, સગીતશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નૃવશશાસ્ત્ર, કાળશાસ્ત્ર, પ્રજનનશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, ઉડ્ડયનશાસ્ત્ર, સહારશાસ્ત્ર વગેરે વગેરે, એટલે બધા જ શાસ્ત્રો પવિત્ર અને પ્રામાણિક હોય તેમ માનવાને કારણ નથી છતા દલીલની ખાતર માની લઈએ કે તે શાસ્ત્રો પ્રામાણિકપણે રચાયેલા છે,

તો પણ એક જ વિષય પરત્વે તે બધાનો અભિપ્રાય જુદો જુદો હોઇને તેમા ' સાચુ શુ અને ખોટુ શુ ?' તે જાણવાની જરૂર પડે જ છે

દાખલા તરીકે એક માણસને બરાબર ઠીક રહેતુ ન હતુ, તેથી તેણે એક કુશળ વૈદ્યની સલાહ લીધી એટલે તે કુશળ વૈદ્ય જણાવ્યુ કે ' શરીરમા રહેલા વાત, પિત્ત અને કફમા કોઇ પણ પ્રકારની વિકૃતિ પેદા થાય તો જ રોગ ઉત્પન્ન થાય છે, માટે તેમા કાઈક બગાડો થયેલો હોવો જોઇએ અને તમારી નાડીપરીક્ષા કરતા, તેમ જ બીજા લક્ષણો જોતા, એમ જણાય છે કે વાત કુપિત થયો છે અને તે જ તમને હેરાન કરે છે' પછી તે માણસે એક જોશીની સલાહ લીધી તો તેણે જવાબ આપ્યો કે ' મનુષ્યના જીવન પર ગ્રહોની અસર અતિ બળ વાન હોય છે અને તેમા અમુક અમુક ગ્રહોની દૃષ્ટિ બરાબર ન હોય તો તેની તબિયત લથડી જાય છે મને તમારા ગ્રહો જોતા એમ લાગે છે કે મગળ અને શનિ તમારી વિરુદ્ધ છે અને તે જ તમને સતાવી રહ્યો છે માટે ગ્રહશાતિ કરાવવી જોઇએ ' પછી તે માણસે એક દેવીભક્તની સલાહ લીધી તો તેણે જણાવ્યુ કે ' આ જગતમા અનેક પ્રકારના દેવ-દેવી, ભૂત-પિશાચ, યક્ષ-વ્યતર, ડાકણ-શાકણ આદિ જોવામા આવે છે, તેમાથી જો કોઇનો અપરાધ થયો હોય કે કોઇને પણ કૂડુ પડયુ હોય તો આપણામા તે પ્રવેશ કરે છે અને હેરાન કરે છે એટલે મને લાગે છે કે તમને કોઇ વ્યતરનો વળગાડ હોવો જોઇએ, માટે મગળવારને રોજ મારી પાસે કાળી ઊનનો દોરો કરાવો અને તે તમારા જમણા હાથે બાધો એટલે તમને

બધી વાતની શાંતિ થશે ' હવે તે માણસે પોતાની બધી હકીકત રજૂ કરીને એક સાધુ મહાત્માને પૂછયું કે ' આવી તબિયતનું કારણ શું હશે ?' ત્યારે તે સાધુ મહાત્માએ જણાવ્યું કે ' મહાનુભાવ ! આપણી અનુકૂળ અને પ્રતિકૂળ સ્થિતિનો આધાર મુખ્યત્વે પ્રારબ્ધ કે કર્મ ઉપર છે, તેથી તમારી પ્રતિકૂળ સ્થિતિનું કારણ અશુભ કર્મનો ઉદય છે માટે પુણ્ય કરવા તરફ ખાસ ધ્યાન આપો '

આ રીતે એક જ બાબતનો ખુલાસો જુદા જુદા શાસ્ત્રોને જાણનારાઓએ જુદો જુદો આપવાથી તે માણસ વિચારમાં પડયો કે ' આમાં કોનું સાચું માનવું અને કોનું ખોટું માનવું ? ' છેવટે તેને સાધુમહાત્માના અભિપ્રાય પર શ્રદ્ધા બેઠી કારણ કે પહેલા ત્રણની સરખામણીમાં તેઓ કોઈ પણ જાતના સ્વાર્થથી પ્રેરાયેલા ન હતા સાધુમહાત્માએ કહ્યા મુજબ વર્તન કરતા તે માણસને ઘણો ફાયદો થયો એ જ શાસ્ત્રો અનેક પ્રકારના ાવાથી અને તે દરેકના અભિપ્રાયો જુદા જુદા હોવાથી તેમાં સાચા કયા અને ખોટા કયા તે જાણવાની જરૂર રહે જ છે

જેમ બધા ઘોડા સરખા હોતા નથી, જેમ બધા હાથી સરખા હોતા નથી, જેમ બધા પુરુષો સરખા હોતા નથી, તેમ બધા શાસ્ત્રો પણ સરખા હોતા નથી એટલે કે તેમાંના કેટલાક વીતરાગ અને સર્વજ્ઞના પ્રરૂપેલા હોઈને સાચા હોય છે તો કેટલાક રાગીઓના સ્વતંત્રપણે રચેલા હોઈને અર્ધસત્ય કે અસત્ય હોય છે અને કેટલાક તો અપ્રામાણિક પુરુષોની કૃતિઓ હોઈને ' શાસ્ત્રસંજ્ઞા 'ને પણ યોગ્ય નથી શું નીચેના વિચારો પ્રશિત કરનારને શાસ્ત્રની સંજ્ઞા આપી શકાય ખરી ?

"હે સુંદર નેત્રવાળી ! ઈચ્છા પ્રમાણે ખા અને પી હે સુંદર અંગવાળી ! જે યૌવનાદિક વીતી જશે તે તને ફરીથી પ્રાપ્ત થશે નહિ હે ભીરુ ! જે સુખાદિક ગયું છે, એટલે દેહ તજ્યું છે, તે ફરીથી પ્રાપ્ત થશે નહિ, કારણ કે આ શરીર કેવળ મહાભૂતનો સમુદાય જ છે "

"જીવવું ત્યાં સુધી મોજથી જીવવું પાસે પૈસા ન હોય તો કોઈનું દેવું કરીને પણ માલમલીદા ઉડાડવા કારણ કે આ દેહ એક વાર ભસ્મીભૂત થયા પછી પાછો મળવાનો નથી "

"મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન એ પાંચ પ્રકારના આચારને અનુસરવાથી હે દેવિ ! મનુષ્યોનો શીઘ્ર મોક્ષ થાય છે "

"લોહીનો કાદવ થાય તેવરો મોટો પશુયજ્ઞ કરવાથી સ્વર્ગસુખની પ્રાપ્તિ થાય છે "

એટલે સુજ્ઞ મનુષ્યોએ શાસ્ત્રોની સંજ્ઞામાત્રથી ભોળવાઈ ન જતાં, તેમાં કેવો ઉપદેશ આપ્યો છે અને વસ્તુનું સ્વરૂપ કેવા પ્રકારનું બતાવ્યું છે, તેની પરીક્ષા કરવી ઘટે છે, અને તેમાં જેનું કથન અવિસંવાદી, પ્રામાણિક અને ન્યાયપુરસ્સરનું જણાય તેનો જ સાચા તરીકે સ્વીકાર કરવો યોગ્ય છે

### અખબારોના રંગઢંગ

કેટલાક એમ માને છે કે 'અખબારોમાં જે કંઈ છપાય છે, તે બધું જ સાચું ' પરંતુ એ સમજ ભૂલભરેલી છે

કારણ કે અખબારોએ પોતાની અમુક પ્રકારની નીતિ પસંદ કરેલી હોય છે, તેથી જે કાંઇ બનાવો બને, તેને તેઓ પોતાના બીબામાં જ ઢાળે છે અને તેને લગતી જે કાંઈ નોંધ કે અભિપ્રાય પ્રગટ કરે છે, તેમાં પણ એ જ નીતિને વળગી રહે છે. આ વાતની વિશેષ પ્રતીતિ એક જ બનાવ પર પ્રગટ થયેલા નીચેના લખાણો પરથી થઈ શકશે —

## (૧) સરકારી ભેદનીતિના પરિણામે મુંબઇના મજૂરો વચ્ચે થયેલી ગંભીર મારામારી

હિંદી તા. – –૩૨

" વર્તમાન સરકારની મૂડીવાદી વલણથી મજૂરોની હાલત દિનપ્રતિદિન બગડી રહી છે. તેમાં યે મજૂરોનું સંગઠન તોડવા માટે સરકાર જે ભેદભાવની નીતિ ધારણ કરી રહી છે, તેના માઠા પરિણામો હવે સ્પષ્ટ રીતે જણાવા લાગ્યા છે. ગઇ કાલે મુંબઇના મજૂરો વચ્ચે ગંભીર પ્રકારની મારામારી થઈ, તે એ વાતનો એક અચૂક પુરાવો છે. અમે સરકારને પૂછીએ છીએ કે આવી ગંભીર મારામારી એકાએક કેમ થઇ ? શું મજૂરોમાં અરસપરસ વધતા જતા અવિશ્વાસની તેને બિલકુલ માહિતી ન હતી ? કે જાણીબૂઝીને આંખ આડા કાન કરવામાં આવ્યા છે ? જનતા માને છે કે આ પ્રકારની ગંભીર મારામારી એ સરકારની ભેદભાવની નીતિનું સ્પષ્ટ પરિણામ છે, એટલે તે અળખામણી નીતિ વિનાવિલંબે બંધ થવી જ જોઇએ. આ સંબંધમાં વધારે સમાચારોની રાહ જોવાઈ રહી છે. "

## (૨) મુબઇના મજૂરોમા ફાટી નીકળેલુ હુલ્લડ. તે માટે સરકારે લીધેલા તાકીદના પગલા

દિલ્હી તા – –૩૨

"મુબઈ ઇલાકામા લૂટફાટ અને મારામારીના બનાવો દિનપ્રતિદિન વધી રહ્યા છે આ બનાવોમા રાજદ્વારી હિત ધરાવતી એક ટોળકીનો છૂપો દોરીસચાર હોય તેમ માનવાને માટે સરકાર પાસે કેટલાક પુરાવાઓ આવી પડ્યા છે ગઈ કાલે મુબઈના મજૂર લત્તામા જે તોફાન ફાટી નીકળ્યુ, તેમા પણ એવા જ કોઈ છૂપા હાથનો દોરીસચાર હતો તેમ જણાય છે પરતુ સરકાર સચેત છે અને તેણે તાકીદના પગલા ભર્યા છે આવા પ્રસગે નાગરિકોની ફરજ છે કે તેણે સરકારી તત્રને પૂરેપૂરી મદદ કરવી અને સ્વાર્થી તત્વોને દૂર કરવાની ઝૂબેશમા પોતાનો પૂરેપૂરો ફાળો નોધાવવો

આ હુલ્લડની વધારે વિગતો મેળવવા માટે અમારા ખાસ પ્રતિનિધિ કોશીશ કરી રહ્યા છે

## (૩) મુબઇમા મજૂરોનુ છમકલુ સરકારે ઊગતા જ દાબી દીધુ.

લડન – – ૩૨

"હિદુસ્તાન અશાતિની આગ તરફ ઝપાટાભેર ઘસડાઈ રહ્યુ છે તેના વિવિધ ભાગોમા હાલ જે બનાવો બની રહ્યા છે, તે એમ બતાવવાને પૂરતા છે કે સરકાર ઢીલી નીતિ અખત્યાર કરી રહી છે જો આવી પરિસ્થિતિ હવે વધુ વખત

નભાવી લેવામા આવશે તો આપણે એ મહાન દેશની સુલેહ-શાતિ માટે જે જવાબદારીઓ સ્વીકારેલી છે, તે જોખમમા આવી પડશે તેથી અમો ભારપૂર્વક જણાવીએ છીએ કે-સરકારી તંત્રે હિમ્મત અને મક્કમતાથી કામ લેવુ અને અનિષ્ટ તત્ત્વોને ઊગતા જ દાબી દેવા હિંદની અશાંત પરિસ્થિતિમા મુંબઈ ઇલાકો આગળ પડતો જણાય છે કે જે મી ગાધીની પ્રવૃત્તિનો મુખ્ય પ્રદેશ છે ત્યા અભણ મજૂરોને ઉશ્કેરવાનુ કામ એક સરખુ ચાલે છે તેના પરિણામે વારવાર છમકલા થયા કરે છે આવુ જ એક છમકલુ ગઈ કાલે મુંબઈના દાદર વિભાગમા થયુ હતુ જે એ વાતનો એક વધુ પુરાવો પૂરો પાડે છે જો કે સરકારી અમલદારોએ કુનેહ બતાવીને તેને ઊગતા જ દાબી દીધુ છે, તો પણ હવે પછી આ પ્રકારના છમકલા ન થાય તેની પૂરી તકેદારી રાખવી ઘટે છે ”

## મૂળ તાર

આ લખાણો જેના પરથી તૈયાર થયા તે (રૂટરનો) મૂળ તાર નીચે મુજબ હતો —

“ મુંબઈના મજૂર લત્તામા એકાએક તોફાન ફાટી નીકળ્યુ છે તેમા કેટલા ઘવાયા અને કેટલા મરાયા તે સત્તાવાર સમાચારના અભાવે જાણી શકાયુ નથી મામલો તંગ છે લાગતા-વળગતા અધિકારીઓ તે માટે ઘટતા પગલા લઈ રહ્યા છે ”

રૂટરને આ સમાચાર તેના પ્રતિનિધિએ કયા સંયોગમા પહોંચાડયા હતા, તે પણ જાણવા જેવુ છે મુંબઈના દાદર લતામા કેટલાક દિવસ અગાઉ બે મજૂરો વચ્ચે અરસપરસની

લેવડદેવડ અંગે તકરાર થઈ હતી આ તકરારે ધીમે ધીમે ખોટુ રૂપ પકડયુ હતુ અને તેમા તે બનેના મિત્રો પણ સામેલ થયા હતા તેમાથી બનાવવાળા દિવસે છૂટા હાથની મારામારી થઈ અને સામસામા પથ્થરો ફેકાયા તેથી આજુ બાજુના લોકો ગભરાઈને નાસવા લાગ્યા હવે તે જ વખતે 'રૂ્ટર'નો પ્રતિનિધિ ત્યા થઈને પસાર થતો હતો તેણે લોકોને આ રીતે નાસભાગ કરતા જોઈને પૂછ્યુ કે 'હકીકત શુ છે?' એટલે ગભરાએલા લોકોએ ઉતાવળમા જવાબ આપ્યો કે 'મજૂરો લડી રહ્યા છે અને મામલો તગ છે'

સમાચારોની નિરતર શોધમા રહેતા ખબરપત્રીને માટે આ મમાલો સુદર હતો, એટલે તેણે પોતાના વડામથકને ઉપર મુજબનો તાર કર્યો હતો

આ રીતે જ્યા વસ્તુની રજુઆત કોર મરડીને, મીઠુ મરચુ ભભરાવીને તથા પોતાની નીતિને અનુકૂળ બનાવીને કરવામા આવતી હોય ત્યા 'સાચુ શુ અને ખોટુ શુ?' તે કેવી રીતે સમજી શકાય?

## યુદ્ધના સમાચારો

યુદ્ધના મોરચા પરથી આવતી ખબરોમા પણ આ જ ઢગ જણાશે તેમા એક દિવસ એમ જણાવ્યુ હશે કે 'શત્રુઓની કરવામા આવેલી ગભીર ખુવારી તોડી પાડવામા આવેલા અઢાર વિમાનો' તો બીજા દિવસે એમ જણાવ્યુ હશે કે 'શત્રુ મરણિયો થઈને લડતો હોવાથી આપણા દળોમા કેટલીક ખુવારી

થઈ છે પણ તેનુ પ્રમાણ મોટું નથી ' વળી ત્રીજા દિવસે તેમા જણાવ્યુ હશે કે ' આપણુ લશ્કર ધીમે પણ મક્કમ પગલે લડી રહ્યુ છે અને તેણે ૪૫૦૦ વાર જેટલી આગેકૂચ કરી છે સૈનિક ખૂબ મિજાજમા છે અને હવામાન અનુકૂળ છે ' અને ચોથા દિવસે જણાવ્યુ હશે કે ' ઋતુએ આજે એકાએક પલટો લીધો હોવાથી આગળ વધવાનુ કામ અટકી પડ્યુ છે અને કેટલાક મથકો બીનમહત્ત્વના હોઇને વ્યૂહરચનાની અનુકૂલતા ખાતર તેને છોડી દેવામા આવ્યા છે ' એમ સમાચારોની પરંપરા આવ્યા જ કરશે અને તેમા જે જાતની ભાષા વાપરવામા આવી હશે તેના પરથી વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ ભાગ્યે જ આવી શકશે અને તેથી જ જે સમાચારોને વાચતા વિજયના ચિહ્નો જણાતા હોય છે, ત્યા એકાએક પરાજયના સમાચારો આવી પડે છે, અને જેમનો પરાજય થઈ રહ્યો છે, એવી છાપ પડી હોય છે, તેમના વિજય-સમાચાર વાચવા મળે છે

## ચૂંટણીજંગ

કોઈ ' ચૂંટણીજંગ ' ખેલાતો હોય ત્યારે અખબારોની આ કલા (?) ઘણો જ વિકાસ પામે છે એટલે કે તે ખૂણેખાચરેથી શોધી લાવીને કેટલીક હકીકતો એવા સ્વરૂપે રજૂ કરે છે કે જેથી પાઠકો ઘડીભર તો દિગ જ થઈ જાય અને ભૂલાવામા પડે જો કે પીઢ વાચકો આ જાતના લખાણમાથી નેવુ ટકા બાદ કરીને જ બાકીનાનો સાર ગ્રહણ કરતા હોય છે, એટલે જલ્દી ભરમાઈ જતા નથી, પણ બીજાની સ્થિતિ તેથી વિરુદ્ધ હોઇને એટલે કે ' છાપામા આવતુ નેવુ ટકા સાચુ, દશ ટકા ફેરફારવાળુ ' એમ માનના હોઇને સહેલાઈથી આડા રસ્તે દોર

વાઈ જાય છે અને જે કામ કરવાની ઈચ્છા હોતી નથી, તે જ કામ 'પવિત્ર કર્ત્તવ્ય' 'મહાન ફરજ' કે એવા જ કોઈ ભળતા નામ નીચે ખુશીથી કરવા લાગી જાય છે!

## એકપક્ષી રજૂઆત

અખબારોનો ધધો લોકરુચિ ઉપર નભનારો હોઈને તેના સપાદકો સમાચારની રજૂઆત કરવામા મારફાડ, ગુડાગીરી, ચોરી, લૂટફાટ, વ્યભિચાર, બળાત્કાર, ખૂન, પોલીસખટલા, નાચરગના જલસા, નાટક સિનેમા, ચળવળ ઉશ્કેરણીના સમાચારોને પહેલી પસદગી આપે છે શાતિ, સહનશીલતા, પ્રામાણિકતા, સ્વાર્પણ, ત્યાગ, સયમ, બ્રહ્મચર્ય, વ્રતારાધન, ધર્મપાલન, ધર્મોત્સવ આદિના સમાચારોને જૂજજાજ સ્થાન આપે છે અને ઘણી વખત તો આપતા જ નથી, આ હાલતમા તે જે કાઈ છાપે તે બધુ જ સાચુ કેમ માની શકાય? એમ માનવુ એ સરાસર ભૂલ છે અખબારોદ્વારા સત્યની પ્રાપ્તિ થઈ શકે નહિ

તાત્પર્ય કે 'સાચુ અને ખોટુ' બરાબર સમજવુ હોય તો પૂર્વગ્રહોને છોડીને દરેક વાતનો વિચાર મધ્યસ્થતાથી કરવાની જરૂર છે



४

# અનેકાન્તવાદ અથવા સ્યાદ્વાદ

## વિશ્વવ્યવસ્થા અચલ છે

વિશ્વનુ સમગ્ર તંત્ર કોઈ પણ ચોક્કસ નિયમને અનુસરે છે, તેથી તે વ્યવસ્થાવાળુ જણાય છે તથા એ વ્યવસ્થામા ક્યારે પણ કોઇ પણ પ્રકારની તૂટ પડતી નથી, કોઈ પણ પ્રકારનો ગોટાળો થતો નથી કે કાંઈ ફેરફાર જણાતો નથી, એટલે તે અટલ, અચલ કે ધ્રુવ હોય તેમ જણાય છે જો વિશ્વનુ આ તંત્ર ઘડીભર જ તૂટી પડે, ઘડીભર જ થંભી જાય, ઘડીભર જ ગોટાળામા પડે કે ઘડીભર જ ફેરફારને પામે તો તેનું પરિણામ એ આવે કે વિશ્વની સઘળી વસ્તુઓનો એક પીંડો જ બની જાય યા તો તેના પરમાણુએ પરમાણુ છૂટા પડીને એવી રીતે વિખરાઈ જાય કે જેથી કોઇ વસ્તુનુ નામ કે નિશાન રહે નહિ એક નાનકડો ધરતીકંપ જે પરિસ્થિતિ પેદા કરે છે, તેના કરતા લાખો અને કોટિગણી વિષમ પરિસ્થિતિ વિશ્વના

'સ્વભાવક૫' કે 'પ્રકૃતિક૫'માથી ઊભી થઇ જાય પરતુ વિશ્વ નિયમ મુજબ–વ્યવસ્થા મુજબ ચાલી રહ્યુ છે, એટલે એ વાત સિદ્ધ છે કે તેની સમગ્ર વ્યવસ્થા અતૂટ છે, અચલ છે

## વિશ્વ અનાદિ છે.

વિશ્વની સમગ્ર વ્યવસ્થા જો અતૂટ છે, અચલ છે તો તે કેટલા વખતથી અતૂટ અને અચલ છે તે પણ વિચારવા યોગ્ય છે આ વિશ્વ જેમ અત્યારે છે, તેમ ઘડી પૂર્વે પણ હતુ, અને જેમ ઘડી પૂર્વે હતુ, તેમ ગઇ કાલે પણ હતુ વળી તે જેમ ગઇ કાલે હતુ, તેમ ગયા મહિને પણ હતુ, અને જેમ ગયા મહિને હતુ તેમજ ગયા વર્ષે પણ હતુ એ જ રીતે નેકડો વર્ષ પહેલા, હજારો વર્ષ પહેલા, લાખો વર્ષ પહેલા અને કરોડો વર્ષ પહેલા પણ તે તેવા જ અતૂટ અને અચલ સ્વભાવ વાળુ હતુ જો એમ ન હોય તો કયારેક પણ તે એકાએક ઊભુ થઇ ગયુ, તેની સમગ્ર વ્યવસ્થા એકાએક ઊભી થઈ ગઇ, એમજ માનવુ પડે, જે કારણ અને કાર્યના નિયમથી વિરુદ્ધ છે મતલબ કે આ વિશ્વમા 'કારણ વિના કોઇ કાર્ય બનતુ નથી' એવો જે સર્વમાન્ય સ્થાપિત સિદ્ધાત છે તેનાથી એ ઉલટુ છે જો કારણ વિના જ કાર્ય ઉત્પન્ન થતુ હોય તો ગમે ત્યારે ગમે તેવુ જ બને અને તેથી કોઈ પણ પ્રકારનો ચોક્કસ ક્રમ કે ચોક્કસ નિયમ જળવાય નહિ, પરતુ વિશ્વમા તો ચોક્કસ ક્રમ અને ચોક્કસ નિયમ બરાબર જળવાય છે, તેથી કારણ વિના કાર્યની ઉત્પત્તિ માનવી એ અનુભવથી વિરુદ્ધ છે છતા ઘડીભર માની લેવામા આવે કે આ જગતમા કારણ વિના કાર્ય થાય છે, તો કોઇ પણ પ્રકારની વ્યવસ્થા રહેશે નહિ–કે

કોઈ પણ પ્રકારનો વ્યવહાર જળવાશે નહિ એથી તો માળાઓ ઊડવા લાગશે, પહાડો મુસાફરી કરવા લાગશે, નદીઓ અને તળાવો ચર્ચા કરશે, દરિયો એક બિંદુ જેવો બની જશે, સૂર્ય અને ચંદ્રને એક ઇયળ ખાઈ જશે અને મનુષ્ય માત્ર કીડા બની જશે, કારણ કે તેમાં કોઈ કારણની અપેક્ષા રહેતી નથી. જો કારણ વિના જ કાર્ય સંભવતું હોય તો આ બધું બની શકે પરંતુ તેવું કાંઈ થતું નથી એટલે એ વાત સિદ્ધ છે કે કારણથી જ કાર્ય બને છે, તેથી આ વિશ્વ એકાએક ઊભું થઈ ગયું કે તેની વ્યવસ્થા એકાએક ચાલુ થઈ ગઈ એ કલ્પના અવ્યવહારુ અને અસંગત છે આ સંયોગોમાં એમ માનવું જ ઉચિત છે કે આ વિશ્વ તેની વ્યવસ્થા-સમેત પૂર્વે પણ હતું, તેની પૂર્વે પણ હતું અને તેની પૂર્વે-પૂર્વે-પૂર્વે પણ હતું, અને એ રીતે તેની મૂળ શરુઆત સુધી જવું અશક્ય છે, તેથી તે અન્-આદિ એટલે કે આદિ વિનાનું-અનાદિ છે

## વિશ્વનો સર્વનાશ સંભવતો નથી

'જો વિશ્વ અને તેની વ્યવસ્થા અનાદિ છે, તો કોઈ પણ વખતે તેનો નાશ થશે કે નહિ ?' તે પણ વિચારવા યોગ્ય છે જો એમ માનવામાં આવે કે તેનો નાશ સંભવે છે, તો પ્રશ્ન એ થાય છે કે 'અત્યાર સુધીમાં તેનો નાશ કેમ ન થયો ?' એના સંબંધમાં જો એમ કલ્પના કરવામાં આવે કે 'તેનો થોડો થોડો નાશ થઈ રહ્યો છે, એટલે તે થોડા અંશે નાશ પામ્યું છે અને ભવિષ્યમાં તેનો સંપૂર્ણ નાશ થઈ જશે,' તો તે કલ્પના પણ વ્યાજબી નથી, કારણ કે વ્યતીત થયેલો કાલ

એટલો મોટો છે-અમર્યાદિત છે કે તેમા થોડુ થોડુ નાશ પામ
નારુ વિશ્વ ક્યારનુ યે પૂરુ નાશ પામી ગયુ હોત અને તેના
સ્થાને આજે માત્ર શૂન્ય કે અભાવ જ હોત ત્યારે 'અમુક
વસ્તુ નાશ પામી, અમુકનો નાશ થયો, એમ જે કહેવાય છે,
તેનો વાસ્તવિક અર્થ શુ થાય છે?' તે સમજવાની જરૂર
રહે છે એ વાત આપણે એક નાનકડા દૃષ્ટાતથી સમજીશુ

એક માણસ પાસે સોનાના બે કુડલ હતા તે ભાગીને
તેણે હાથની બગડીઓ બનાવી. હવે વખત જતા તે બગડી
ઓને પણ ભાગી નાખી અને તેના વેઢ તથા વીંટીઓ બનાવ્યા
વળી પ્રસગ આવતા તે પણ ભાગી નાખ્યા અને તેનો એક
હાર બનાવ્યો આમ તેણે એક વસ્તુનો નાશ કરીને બીજી
વસ્તુઓ બનાવ્યા કરી હવે તેમા કુડલ, બગડીઓ અને વેઢ
વીંટીઓનો નાશ થયો, પરતુ તેમા જે સોનુ હતુ 'મૂળ દ્રવ્ય'
હતુ તે તો કાયમ જ રહ્યુ

આ હકીકત વિશ્વને બરાબર લાગુ પડે છે, એટલે તે નવા
નવા રૂપાતરોને પામે છે, નવા નવા સ્વરૂપોને ધારણ કરે છે,
અથવા તો નવા નવા પર્યાયોમા પરિણમે છે પણ તેના મૂળ
દ્રવ્યનો કિચિત્ માત્ર નાશ થતો નથી એટલે આપણે જેનો
નાશ કહીએ છીએ, તે તેના રૂપાતરનો હોય છે, તે તેના વર્તમાન
આકારનો હોય છે, અથવા તો તે તેના પર્યાયનો હોય છે પણ
મૂળ દ્રવ્યનો હોતો નથી, એથી એમ કહી શકાય કે આ વિશ્વ
હવે પછી પણ હશે, તેની પછી પણ હશે અને તેની પછી–
પછી–પછી એમ અનતકાલ સુધી પણ હશે મતલબ કે તેનો
સર્વનાશ સભવતો નથી તેથી તે અનત છે

## દ્રવ્યદૃષ્ટિ અને પર્યાયદૃષ્ટિ

વિશ્વનુ અચલપણુ અનાદિપણુ-અનતપણુ દ્રવ્યને અનુલક્ષીને માનવામા આવ્યુ છે, પણ જો પર્યાયને અનુલક્ષીને જોવામા આવે તો આ વિશ્વમા નિરતર પરિવર્તન ચાલી રહ્યુ છે, તેથી તેની કોઈ પણ વસ્તુ કાયમ નથી જે વસ્તુ ગઈકાલે હતી, તે આજે નથી, જે વસ્તુ ઘડી પહેલા હતી, તે અત્યારે નથી અને જે અત્યારે છે, તે હવે પછી રહેવાની નથી અને પરિવર્તન એક પર્યાયના નાશ (વ્યય) અને બીજા પર્યાયની ઉત્પત્તિ (ઉત્પાદ) વિના સભવતુ નથી, એટલે આ વિશ્વ ઉત્પન્ન પણ થાય છે અને નાશ પણ પામે છે, એમ અનુભવી શકાય છે સારાશ કે આ વિશ્વ **દ્રવ્યની દૃષ્ટિએ અચલ, અનાદિ અને અનત હોઈને શાશ્વત, સ્થિર અને નિત્ય જણાય છે, પરતુ પર્યાયની દૃષ્ટિએ તે ઉત્પાદ અને વ્યયવાળુ હોઈને અશાશ્વત, અસ્થિર અને અનિત્ય છે**

### બને દૃષ્ટિઓની વાસ્તવિકતા

વિશ્વને નિહાળવાની આ બને દૃષ્ટિઓ વાસ્તવિક છે, યોગ્ય છે, એટલે તેમાની એક સાચી છે ને બીજી ખોટી છે એમ કહી શકાય નહિ બે દૃષ્ટિઓમા એક દૃષ્ટિ સાચી હોય તો બીજી ખોટી જ હોવી જોઈએ, અથવા એક ખોટી છે માટે જ બીજી સાચી હોવી જોઈએ, એ બને માન્યતાઓ ભૂલભરેલી છે સભવ છે કે-બને દૃષ્ટિઓ સાચી હોય અને બને દૃષ્ટિઓ ખોટી પણ હોય આ વાત સમજવાને માટે નીચેના દૃષ્ટાતો ઉપયોગી છે

## બાવલાની ઢાલ.

એક વખત એક ગામમા કેટલાક ધાડપાડુઓએ ધાડ પાડી. તે પ્રસગે એક વીર પુરુષે પોતાના પ્રાણનો ભોગ આપીને તે ગામને ધાડપાડુઓથી બચાવ્યુ તેથી ગામલોકોએ તેની યાદગીરી મા ગામના ગોદરે તેનુ એક બાવલુ બેસાડયુ અને તે બાવલાના એક હાથમા તરવાર તથા બીજા હાથમા ઢાલ મૂકયા આ ઢાલ એક બાજુ સોનાથી રસેલી હતી અને બીજી બાજુ રૂપાથી રસેલી હતી

હવે એક વેળા બે પરદેશી મુસાફરો સામસામી દિશામાથી ત્યા આવી પહોચ્યા અને પેલા બાવલાને જોઇ પોતપોતાનો મત પ્રગટ કરવા લાગ્યા

એકે કહ્યુ સાબાશ છે આ વીર પુરુષને કે જેણે પરોપ કારને માટે પ્રાણ પાથર્યા

બીજાએ કહ્યુ ધન્ય છે આ ગામલોકોને કે જેમણે યોગ્યની યોગ્ય કદર કરીને બાવલુ બેસાડયુ

પહેલાએ કહ્યુ બાવલા તો ઘણી જગાએ બેસાડેલા છે, પણ આના જેવા સુદર નહિ!

બીજાએ કહ્યુ આ બાવલુ તો ઠીકઠીક છે પણ તેના હાથમા રહેલા તરવાર અને ઢાલ બહુ સુદર છે તેમાય આ રૂપે રસેલી ઢાલ અતિ સુદર છે!

'શુ કહ્યું?' પહેલો તાડુકી ઊઠ્યો, 'આ ઢાલ રૂપાથી નહિ પણ સોનાથી રસેલી છે, છતી આખે અને છતા અજ વાળે તને એ કેમ દેખાતુ નથી?'

'અરે મૂર્ખ !' બીજો બરાડી ઊઠ્યો 'શુ તુ એમ સમજે છે કે હુ કાઈ દેખતો નથી? ખરેખર તારી આખે જ અધાપો આવ્યો લાગે છે કે જેથી તને આ રૂપે રસેલી ઢાલ સોનાની જણાય છે!'

આ સાભળી પહેલાનો પિત્તો ઉછળી આવ્યો તેણે કહ્યુ 'ઓ નાદાન ! તુ ભાગબાગ ચડાવીને જ આવ્યો લાગે છે કે જેથી તને સોના અને રૂપા વચ્ચેનો તફાવત જણાતો નથી !! શુ આ ઢાલ રૂપાથી રસેલી છે? હુ છાતી ઠોકીને કહુ છુ કે આ ઢાલ સોનાથી જ રસેલી છે'

બીજો પણ મિજાજનો તિરમારખા હતો એટલે તેણે વળતી ગર્જના કરી 'તારા જેવા અક્કલના ઇસ્કોતરા ચાહીને સોનુ કહેવા ભલે તૈયાર હોય પણ હુ એ માટે હરગીઝ તૈયાર નથી. હુ પણ છાતી ઠોકીને કહુ છુ કે આ ઢાલ રૂપાથી રસેલી છે, રૂપાથી રસેલી છે ને રૂપાથી રસેલી છે'

બસ એમ કરતા વાત વધી પડી અને તેઓ મારામારી પર આવી ગયા પણ એવામા ગામલોકો ત્યા આવી પહોચ્યા ને તે બનેની વચ્ચે પડ્યા પછી તેમણે પૂછ્યુ ઓ ભલા મુસાફરો ! તમે શા માટે લડી રહ્યા છો ? જો એનુ કારણ અમને જણાવવા જેવુ હોય તો જણાવો

તે પરથી પહેલાએ પ્રત્યુત્તર આપ્યો આ આધળો એમ કહે છે કે આ ઢાલ રૂપાથી રસેલી છે

અને બીજાએ જવાબ વાળ્યો આ મૂર્ખ એમ કહે છે કે આ ઢાલ સોનાથી રસેલી છે

આ સાભળી ગામલોકોએ જણાવ્યુ કે જો તમારે બનેને લડવાનુ કારણ આટલુ જ હોય તો એક કામ કરો તમે એક બીજાની જગાએ આવી જાઓ અને ઢાલની બીજી બાજુ જોઈ લ્યો, એટલે સાચુ શુ છે તે સમજાઇ જશે

હવે મુસાફરોએ તે મુજબ કર્યું ત્યારે તેઓ અત્યત અજાયબી વચ્ચે જોઇ શકયા કે તે ઢાલ તો સોનાથી પણ રસેલી હતી અને રૂપાથી પણ રસેલી હતી એટલે તેઓ પોતપોતાની દૃષ્ટિએ સાચા હતા પણ એક બીજાને જૂઠા ઠરાવવા જતા બને ભૂલ પડ્યા એથી તેમણે એક બીજાની માફી માગી અને પોતપોતાના રસ્તે પડ્યા

જ્યા એક વસ્તુને બાજુઓ જ બે હોય ત્યા એક બાજુ સાચી ને બીજી બાજુ ખોટી એમ કહી શકાય નહિ આ બનાવમા સાચા અને ખોટાનુ તારણ કાઢવુ હોય તો તે નીચે મુજબ કાઢી શકાય

૧ આ ઢાલ સોનેરી છે પણ રૂપેરી નથી એમ કહેવુ ખોટુ છે કારણ કે તે રૂપેરી પણ છે

૨ આ ઢાલ રૂપેરી છે પણ સોનેરી નથી એમ કહેવુ ખોટુ છે કારણ કે તે સોનેરી પણ છે

૩ આ ઢાલ સોનેરી છે એમ કહેવુ તે અમુક અશે સાચુ છે, કારણ કે તેનો એક ભાગ જરૂર સોનેરી છે, પરતુ તેટલુ જ કહેવાથી ઢાલનુ પૂરુ જ્ઞાન થતુ નથી તે માટે અન્ય બાજુના જ્ઞાનની અપેક્ષા રહે છે

૪ આ ઢાલ રૂપેરી છે એમ કહેવુ તે પણ અમુક અંશે સાચુ છે, કારણ કે તેનો એક ભાગ જરૂર રૂપેરી છે, પરંતુ તેટલુ જ કહેવાથી ઢાલનુ પૂરુ જ્ઞાન થતુ નથી એટલે તેની બીજી બાજુ જાણવાની અપેક્ષા રહે છે

૫ આ ઢાલ સોનેરી પણ છે અને રૂપેરી પણ છે એમ કહેવુ તે સત્ય છે અથવા પૂર્ણ સત્ય છે કારણ કે તે ઢાલ સોનેરી પણ છે અને રૂપેરી પણ છે

એટલે બે બાજુમાથી એક બાજુને સાચી ને બીજી બાજુને ખોટી કહેનારા બને ખોટા છે પોતપોતાનુ દષ્ટિબિંદુ રજૂ કરનારા પણ બીજાના દષ્ટિબિંદુનો નિષેધ નહિ કરનારા બંને અમુક અશે સાચા છે જ્યારે બને બાજુની સાપેક્ષ હકીકતને સ્વીકાર કરનારા સપૂર્ણ સાચા છે

## હાથીનુ નિરીક્ષણ

એક રાજાનો રસાલો એક ગામથી બીજે ગામ જ હતો. તેમા કેટલાક ઘોડા હતા, કેટલાક ઊંટ હતા અને એ સુદર હાથી પણ હતો આ રસાલો બપોર ગાળવા ગામડાના એક ધર્મશાળામા થોભ્યો

ગામ લોકોને ખબર પડી એટલે તેઓ એ રસાલો જોવા આવી પહોચ્યા તેમા છ આધળાઓ પણ સામેલ હતા આધળાઓએ હાથી વિષે ઘણુ ઘણુ સાભળ્યુ હતુ પણ કે વાર તેને ' જોયો ' ન હતો એટલે તેમણે મહાવતને વિન કરી કે-ભલા થઈને અમને હાથીને અડકવા દો કે જેથી તે પર હાથ ફેરવીને તેનુ નિરીક્ષણ કરી શકીએ

મહાવત ભલો હતો એટલે તેણે તેમ કરવાની રજા આપી ને તે છ આંધળાઓ હાથીને તપાસવા લાગ્યા તેમ કરતા તે દરેક આંધળાના હાથમા હાથીનુ એકેકુ અગ આવ્યુ

એકના હાથમા તેનો નિરતર હાલતો કાન આવ્યો
બીજાના હાથમા તેની લાબી મજાની સૂઢ આવી
ત્રીજાના હાથમા તેના વાકડિયા દતૂશળ આવ્યા
ચોથાના હાથમા તેનો ભારેખમ પગ આવ્યો
પાચમાના હાથમા તેનુ પહોળુ પેટ આવ્યુ
અને છઠ્ઠાના હાથમા તેની પાતળી પૂછડી આવી

હવે તે આંધળાઓ પોતાને પ્રાપ્ત થયેલા એકેક અગ પર બરાબર હાથ ફેરવીને હાથી વિષેનો પોતાનો અભિપ્રાય પ્રગટ કરવા લાગ્યા

એકે કહ્યુ આ હાથી તો સુપડા જેવો લાગે છે
બીજાએ કહ્યુ મને એ સાંબેલા જેવો લાગે છે
ત્રીજાએ કહ્યું મને એ ભૂગળ જેવો લાગે છે
ચોથાએ કહ્યું મને એ મોટા થાભલા જેવો લાગે છે
પાચમાએ કહ્યુ મને એ પખાલ જેવો જણાય છે
છઠ્ઠાએ કહ્યુ મને એ સાવરણી જેવો જણાય છે

તે દરેક આંધળો એમ સમજતો હતો કે પોતાની વાત સાચી છે અને બીજાની વાત જૂઠી છે એટલે તેઓ અદર અદર ચર્ચા કરવા લાગ્યા

પહેલાએ કહ્યુ મારા આગળામા અદ્ભુત સ્પર્શશક્તિ રહેલી છે તેનાવડે હુ કોઈપણ વસ્તુ કેવા આકારની છે તે બરાબર જાણી શકુ છુ તેના આધારે હુ જણાવુ છુ કે આ હાથી સાબેલા જેવો નથી, ભૂગળ જેવો નથી, થાભલા જેવો નથી, પખાલ જેવો નથી અને સાવરણી જેવો પણ નથી, એ તો બરાબર સુપડા જેવો જ છે

બીજાએ કહ્યુ માણસ માત્ર ભૂલને પાત્ર છે આ જગતમા ભાગ્યે જ એવો કોઈ મનુષ્ય હશે કે જે ભૂલ ન કરે એટલે સભવિત છે કે તમારુ માનવુ ભૂલભરેલુ હોય હુ પોતે દરેક વસ્તુનો વિચાર ખૂબ શાત ચિત્તે કરુ છુ એટલે તેનુ સાચુ સ્વરૂપ સમજી શકુ છુ એ આધારે હુ કહુ છુ કે-આ હાથી કોઈ પણ રીતે સુપડા જેવો જણાતો નથી વળી તે ભૂગળ જેવો, થાભલા જેવો, પખાલ જેવો કે સાવરણી જેવો પણ જણાતો નથી એ તો નિશ્ચયપૂર્વક સાબેલા જેવો જ જણાય છે, માટે બીજાઓએ પોતાના ભૂલભરેલા ખ્યાલમા સુધારો કરવો

ત્રીજાએ કહ્યુ આ રીતે વાત કરવી એ એક પ્રકારની ચાલાકી જ છે જો તમે શાત ચિત્તે વિચાર કરો છો તો બીજા કોઈ ગાજો પીઈને વાત કરતા નથી પરતુ આ કામમા ખરી જરૂર અનુભવની છે અને અનુભવમા હુ બધા કરતા ચડિયાતો છુ તેથી હુ જણાવુ છુ કે-આ હાથી સુપડા જેવો, સાબેલા જેવો નથી જ! વળી તે બીજાઓ જણાવે છે તેવો થાભલા જેવો, પખાલ જેવો કે સાવરણી જેવો પણ નથી એ તો સ્પષ્ટ રીતે ભૂગળ જેવો જ છે માટે બીજાઓએ પોતાની મિથ્યા માન્યતા છોડી દેવી

ચોથાએ કહ્યુ તમે બધાએ શુ ધાર્યુ છે? એક પોતાની સ્પર્શશક્તિના વખાણ કરે છે, બીજો પોતાના શાંત મગજના ગુણ ગાય છે અને ત્રીજો વળી અનુભવની આરતિ ઉતારે છે! પણ એમ કરીને છેવટે તો પોતાનો કક્કો જ ખરો કરવાને મથે છે! પણ અક્કલ કોઈ અધારે વહેચાયેલી નથી દરેક માણસ મા તે ઓછીવત્તી હોય છે જ અને આ વાત એવી નથી કે જે સામાન્ય અક્કલથી સમજાય નહિ એટલે હુ તો સાદી ને સીધી વાત કહુ છું કે–આ હાથી સુપડા, સાબેલા, ભૂગળ, પખાલ કે સાવરણી જેવો નથી પણ એક મોટા થાંભલા જેવો છે હવે તમારે જેમ માનવુ હોય તેમ માનો!

પાચમાએ કહ્યું ઝાઝી વાતના ગાડા ભરાય એક નાની શી બાબતમા આટલી બધી ભાંજગડ શી? એ તો સહુ કોઈ જાણે છે કે–હાથી એક મોટુ પ્રાણી છે એટલે તે સુપડા જેવુ, સાબેલા જેવુ, ભૂગળ જેવુ, થાંભલા જેવુ કે સાવરણી જેવુ હોઈ શકે નહિ એનો આકાર તો લાંબો પહોળો જ હોઇ શકે અને તેથી જ હુ કહુ છુ કે આ હાથી એક મોટી પખાલ જેવો છે જો તમારા મનમા દુરાગ્રહ ન વસ્યો હોય તો મારી વાત માની લ્યો

છઠ્ઠાએ કહ્યુ આ તો ચોખી બનાવટની જ વાત છે આ ભાઈ સાહેબ બીજાને દુરાગ્રહી કહે છે તો તે પોતે કદાગ્રહને ક્યા વરેલા નથી? જે વસ્તુ સ્પષ્ટ રીતે સાવરણી જેવી છે તેને પખાલ જેવી પુરવાર કરવાને તૈયાર થવુ તે કદાગ્રહ જ છે માટે ઓ મ્હેરબાનો! ખાની લેજાનુ દહી કરો મા! મારા જેવા ગરીબની વાત માની લ્યો કે આ હાથી સુપડા, સાબેલા,

ભૂગળ, થાભલા ને પખાલ જેવો નથી પણ માત્ર સાવરણી જેવો જ છે !

આધળાઓની આ ચર્ચા જોતજોતામા વધી પડી ને તેણે એક ઉગ્ર તકરારનુ રૂપ ધારણ કર્યું તે વખતે હાથીનો મહાવત જે આ બધી ચર્ચા ધ્યાનપૂર્વક સાભળી રહ્યો હતો તે આગળ આવ્યો ને બોલ્યો એ ભલા માણસો ! તમે આ શો શેનો મચાવ્યો છે ? તમારામાના કોઈએ પણ હાથીનુ નિરીક્ષણ પૂરેપૂરુ કરેલુ નથી તમે જે કાઈ જોયુ છે તે તો હાથીનુ એકેકુ અગ જ જોયુ છે અને તે પરથી આખા હાથીનો અભિપ્રાય આપવા મડી પડ્યા છો * પરતુ આ હાથી મેં રોજનો જોયેલો છે એટલે હુ કહુ છુ કે તે સૂપડા જેવો પણ છે, સાબેલા જેવો પણ છે, ભૂગળ જેવો પણ છે, થાભલા જેવો પણ છે, પખાલ જેવો પણ છે અને સાવરણી જેવો પણ છે, માટે તમે બધા તમારી દૃષ્ટિએ સાચા હોવા છતા એક જુદા છો અને ખાની માથુ થકવી રહ્યા છો, માટે મહેરબાની કરો અને તમારા રસ્તે સીધાવો

આધળાઓ તો મહાવતની આ વાત સાભળીને ચૂપ થઈ ગયા અને બોલ્યાચાલ્યા વિના પોતાના રસ્તે પડ્યા

---

* ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ નામના લેખમા સાહિત્ય વિદ્વાન કાકાશ્રી કાલેલકર જણાવે છે કે અમુક દૃષ્ટિએ જોતા એક વસ્તુ એક રીતે દિસે છે બીજી દૃષ્ટિએ તે બીજી રીતે દેખાય છે જન્માંધ જેમ હાથીને જુદી જુદી રીતે તપાસે તેવી આ દુનિયામા આપણી સ્થિતિ છે '

એક વસ્તુને અનેક અંગો હોય ત્યાં કોઈ પણ અંગ વડે તેનુ નિરીક્ષણ કરી શકાય છે પણ તેમ કરતા બાંધેલો અભિપ્રાય એ પૂર્ણ સત્ય નથી તે દરેક અભિપ્રાય પોતપોતાનુ દૃષ્ટિબિંદુ રજૂ કરે તેટલા અંશે સાચો છે પણ અસત્ય નથી કે મિથ્યા નથી તે અસત્ય કે મિથ્યા ત્યારે જ બને છે કે જ્યારે તે બીજા સત્ય અંશોનો નિષેધ કરે અહીં આંધળાઓએ જ્યાર પોતાનો એવો અભિપ્રાય પ્રગટ કર્યો કે 'આ હાથી સુપડા જેવો છે' 'મને તે સાંબેલા જેવો લાગે છે' 'મને તે ભૂંગળ જેવો લાગે છે' ત્યારે તેઓ સત્યની એક બાજુ પ્રગટ કરતા હતા પણ જ્યારે તેમણે એમ કહેવા માડ્યુ કે આ હાથી સુપડા જેવો છે પણ સાંબેલા વગેરે જેવો નથી, સાંબેલા જેવો છે પણ સુપડા વગેરે જેવો નથી ત્યારે તેઓ અસત્ય હકીકત રજૂ કરી રહ્યા હતા, કારણ કે તે હાથી બીજી વસ્તુઓ જેવો પણ હતો મહાવતનો અભિપ્રાય પૂરેપૂરો સાચો હતો કારણ કે તે હાથીની બધી બાજુઓને બરાબર રજૂ કરતો હતો

## કુશલ વૈદ્ય

કુશલ વૈદ્ય જુદા જુદા અનેક રોગોનો ઉપચાર કરતો હતો, તેથી તેના દવાખાનામા અનેક જાતના દરદીઓ આવતા હતા એક વખત એક દરદીએ પોતાની નાડ બતાવીને પૂછ્યુ કે વૈદરાજ! તમે દહીં વિષે શુ ધારો છો? હુ દહીં ખાવાનુ રાખુ તો કેમ?

કુશલ વૈદ્યે કહ્યુ દહીં તો બહુ ફાયદાકારક, માટે તમે જરૂર ખાવાનુ રાખો

પછી તરત જ બીજા દરદીએ નાડ બતાવીને પૂછ્યુ
વૈદ્ય મહાશય ! મને પણ દહીં ખાવાનુ ઘણુ મન છે,
હુ પણ ખાઉં કે કેમ ?

બીજા દરદીનો આ પ્રશ્ન સાભળીને કુશલ વૈદ્ય બોલી ઉ
આ દુનિયામા ખાવાની વસ્તુઓ કયા ઓછી છે કે તમને
ખાવાનુ મન થાય છે ? હુ તમને સાફ સાફ જણાવુ
જો તમારે સારી દવા કરવી હોય તો એ નુકશાનકારક
અડશો નહિ તેમ છતા જો ખાશો તો તેનો જોખમદાર હુ

'તમે પણ કમાલ છો વૈદરાજ !' દહીં વિષેનો બે
અભિપ્રાય સાભળીને ત્યા બેઠેલો એક ઓળખીતો
બોલી ઉઠયો 'હુ તો આજ સુધી એમ જ સમજતો
તમે સિદ્ધાતવાદી અને એકવચની છો, પરતુ હવે
વાતમા પણ બે રગ જણાવા લાગ્યા છે એકને તમે
કે દહીં ફાયદાકારક છે અને બીજાને તમે કહો છો
નુકશાનકારક છે, તો આમા અમારે શુ સમજવુ ?
ફાયદાકારક છે કે નુકશાનકારક ?'

કુશલ વૈદ્યે કહ્યુ તમારા જેવા સમજુ અને શાણા
ને આ શબ્દો બોલવા શોભતા નથી, કારણ કે હુ ભૂ
સિદ્ધાતવાદી રહ્યો છુ, આજે પણ સિદ્ધાતવાદી જ
ભવિષ્યમા પણ તે પ્રમાણે જ વર્તવાની ઇચ્છા રાખુ છુ
અસત્ય વચન બોલવુ કે કોઈની બનાવટ કરવી
સ્વભાવમા જ નથી હમણા દહીં વિષે મે જે કાઈ
પૂરી પ્રામાણિકતાથી જ કહ્યુ છે ને તે

આ વૈદ્ય ખરેખર સિદ્ધાંતવાદી હતો અને પરોપકારી તથા પરગજુ તરીકે પ્રસિદ્ધ થયેલો હતો. તથા કોઈ પણ કારણસર જૂઠું બોલતો નહિ તેથી પેલા માણસને પોતાના સહુના વચન માટે પસ્તાવો થયો તેણે નમ્રતાથી કહ્યું વૈદરાજ! મને માફ કરો મારાથી આ શબ્દો જરા ઉતાવળમા બોલાઈ જવાયા છે, પણ હું હૃદયથી માનુ છુ કે આપ અસત્ય બોલો તેમ નથી કે કોઈની બનાવટ કરો તેમ નથી પરંતુ મારી સામાન્ય બુદ્ધિમા એ વાત નથી ઉતરતી કે એક જ વસ્તુ ફાયદાકારક અને નુકશાનકારક બન્ને કેમ હોઈ શકે? યા તો તે ફાયદાકારક હોવી જોઈએ યા તો તે નુકશાનકારક હોવી જોઈએ, માટે કૃપા કરીને આપે જે કાંઈ કહ્યુ તેનો સ્પષ્ટ ખુલાસો કરો

કુશલ વૈદ્યે કહ્યુ હવે તમારી વાત બરાબર છે કોઈ પણ વાતનુ રહસ્ય આપણાથી ન સમજાય તો તેના વિષે ગમે તેમ બોલી નાખવુ, તેના કરતા તે વસ્તુને સમજવાનો પ્રયત્ન કરવો એ જ શોભાસ્પદ છે આપણે જે કાંઈ જાણીએ છીએ ને માનીએ છીએ, તે દરેક વસ્તુનુ માપ કાઢવાને પૂરતુ નથી હવે મારા અભિપ્રાયનો ખુલાસો કરુ પહેલા દરદીની નાડ જોતા જ હુ સમજી ગયો કે તે જૂના મરડાનો દરદી છે આ દરદને માટે દહીંનો ઉપયોગ ફાયદાકારક મનાય છે તેથી મે કહ્યુ કે 'દહીં તો બહુ ફાયદાકારક, માટે તમે જરૂર ખાવાનુ રાખો' ત્યાર પછી બીજા દરદીએ મને નાડ બતાવી તે કફનો બીમારી હતો અને હુ અનુમાનથી સમજી શક્યો કે તે દરદી ખાવા-પીવાની બાબતમા જરૂર બેકાબૂ હશે આ રોગવાળાને માટે દહીં નુકશાનકારક હોવાથી મે જણાવ્યુ કે 'આ દુનિયામા

ખાવાની વસ્તુઓ ક્યા ઓછી છે કે તમને દહીં ખાવાનુ મન થાય છે?' મતલબ કે તમે ખાઇ શકો તેવી પથ્ય ચીજો ઘણી છે અને તે જ તમારે ખાવી જોઇએ પરતુ તેનો સ્વભાવ જોતા મારી આ શિખામણ કારગત થશે કે કેમ એ બાબતમા હુ શકાસ્પદ હતો, તેથી મે વધારામા જણાવ્યુ કે 'જો તમારે મારી દવા કરવી હોય તો એ નુકશાનકારક ચીજને અડશો નહિ, તેમ છતા જો અડશો તો તેનો જોખમદાર હુ નથી' આ કહેવામા મારો બીજો ઉદ્દેશ એ પણ હતો કે તેને હુ જે દવા આપવાનો હતો તે રાસાયણિક હતી અને તેમા દહીંનો વપરાશ બિલકુલ ચાલી શકતો નથી હવે તમે જ કહો કે-આ વાતમા મે શુ અસત્ય કહ્યુ? અને મહેરબાન! તમારે તો દહીંને ફાયદાકારક ને નુકશાનકારક બને માનવાનુ છે જો શરીરની સ્થિતિ જોઇને ઋતુ અનુસાર યોગ્ય પ્રમાણમા લેશો તો તે ફાયદાકારક છે અને જો શરીરની સ્થિતિની દરકાર કર્યા વિના ઋતુ બેઋતુ ગમે તેમ વાપરશો તો તે નુકશાનકારક છે

આ સાભળીને પેલા માણસે કાનની બૂટ પકડી પણ હજીય તેના મનનુ જોઇએ તેવુ સમાધાન થતુ ન હતુ એટલે તેણે કહ્યુ વૈદરાજ! એ વાત તો તદ્દન સાચી છે કે એ દહીં ઋતુ-બેઋતુ અને ગમે તેમ ખાઇએ તો નુકશાન કરે, પણ હું તો એ જાણવા માગુ છુ કે દહીં પોતે લાભકારક કે નુકશાનકારક?

કુશળ વૈદ્યે કહ્યુ દહીં પોતે તો લાભકારક પણ નથી ને નુકશાનકારક પણ નથી કારણ કે લાભ અને ...

તેના સ્વભાવિક ગુણો નથી એ તો વાપરનારનો તેના વિષેનો અભિપ્રાય છે એટલે કોઇને માટે તે લાભકારક હોય અને કોઇને માટે નુકશાનકારક હોય જેવો તેનો વાપરનાર !

'ત્યારે દુનિયામા અમુક વસ્તુ સારી ને અમુક વસ્તુ ખોટી કહેવાય છે તેનુ કેમ ? જો વસ્તુ પોતે સારી કે ખોટી ન હોય તો લોકો એને સારી કે ખોટી શા માટે કહે ?' પેલા માણસે જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો

કુશળ વૈદે જણાવ્યુ 'અમુક વસ્તુ સારી ને અમુક વસ્તુ ખરાબ, એમ કહેવુ એ અભિપ્રાય જ છે, પરતુ એ અભિપ્રાય જ્યારે ઘણા લોકોનો હોય છે ત્યારે સામાન્યપણે એમ કહેવાય છે કે અમુક વસ્તુ સારી છે અથવા અમુક વસ્તુ ખરાબ છે પણ તેનો અર્થ એ નથી થતો કે તે બધા સયોગોમા બધાને માટે સારી છે કે બધાને માટે ખરાબ છે દાખલા તરીકે સાકર સહુ સારી કહેવાય છે, તે સામાન્ય ઉપયોગને લક્ષમા રાખીને જ કહેવાય છે, પરતુ તે જ સાકર જો કફજ્વરવાલાને કે સન્નિપાતના દરદીને આપી હોય તો ? તેને માટે એ ખરાબ જ કહેવાશે એટલે કોઇ પણ વસ્તુ અમુક ઉપયોગથી કે અમુક દૃષ્ટિથી જ સારી કહેવાય છે ને અમુક ઉપયોગ કે અમુક દૃષ્ટિથી જ ખરાબ કહેવાય છે તેવા કોઈ પણ ઉપયોગ વિના કે તેવી કોઈ પણ દૃષ્ટિ વિના માત્ર સારા કે ખોટાનો વ્યવહાર થઇ શકતો નથી હુ માનુ છુ કે મારા આટલા ખુલાસાથી તમને સતોષ થયો હશે ને દહીં લાભકારક પણ છે ને નુકશાનકારક પણ છે એ કથનની વાસ્તવિકતા સમજાઇ હશે

પેલા માણસને હવે વિશેષ કાંઈ પૂછવાનું ન હતું તેથી તેણે વૈદ્યનો આભાર માન્યો અને તેની કુશલતાની ભારોભાર પ્રશંસા કરી તેમનો આ વાર્તાલાપ શાંતિથી સાંભળી રહેલા બીજા દરદીઓએ પણ તેમાં પોતાનો સૂર પૂરાવ્યો

## અસત્ય અને સત્યની વ્યાખ્યા

આ દૃષ્ટાન્તોથી એ હકીકત સિદ્ધ થાય છે કે પરસ્પર વિરોધી લાગતી એવી બે બાબતો એક જ વસ્તુમાં સંભવી શકે છે અને તે બંને વાસ્તવિક હોય છે, એટલે તેમાં એક સાચી અને બીજી ખોટી એમ હોતું નથી પરંતુ તે બંને બાબતો સાપેક્ષ હોઈને જ્યારે બંનેનો સ્વીકાર કરવામાં આવે છે ત્યારે જ પૂર્ણ સત્ય પ્રગટ થાય છે એટલે

(૧) દ્રવ્યને અનુલક્ષીને થયેલું નિરીક્ષણ સાચું છે અને પર્યાયને અનુલક્ષીને થયેલું નિરીક્ષણ ખોટું છે, એમ કહેવું એ અસત્ય છે-મિથ્યા છે, તથા—

(૨) પર્યાયને અનુલક્ષીને થયેલું નિરીક્ષણ સાચું છે અને દ્રવ્યને અનુલક્ષીને થયેલું નિરીક્ષણ ખોટું છે, એમ કહેવું પણ અસત્ય છે-મિથ્યા છે, પરંતુ—

(૩) દ્રવ્યને અનુલક્ષીને થયેલું નિરીક્ષણ પણ વાસ્તવિક છે અને પર્યાયને અનુલક્ષીને થયેલું નિરીક્ષણ પણ વાસ્તવિક છે, એમ કહેવું સાચું છે અને તેથી

(૪) વિશ્વ વ્યવસ્થા અને તેનો વ્યવહાર બરાબર સમજવાને માટે દ્રવ્ય તથા પર્યાય ઉભયને અનુલક્ષીને નિરીક્ષણ કરવું એ જ વ્યાજબી છે

## અનેકાન્તદૃષ્ટિ

વસ્તુની એક જ બાજુ તરફ ઢળવુ–વસ્તુના એક જ છેડા પર નજર રાખવી અને તેના વિષે અભિપ્રાય બાધવો એને (એક–અ ત ) એકાતદૃષ્ટિ કહેવામા આવે છે તેથી વસ્તુની બ ને બાજુને જોનારી–વસ્તુના બ ને છેડાને લક્ષમા લેનારી અને તે રીતે અભિપ્રાય બાધનારી દૃષ્ટિ અનેકાત કહેવાય છે આવી અનેકાતદૃષ્ટિ રાખ્યા સિવાય કોઈ પણ વસ્તુનો વિશદ બોધ થઇ શકતો નથી, કોઈપણ ઘટનાનુ ઊડુ રહસ્ય સમજી શકાતુ નથી કે કોઈ પણ ગૂઢ પ્રશ્નનો યોગ્ય નિવડો લાવી શકાતો નથી તેથી વિચાર અને વ્યવહાર એ બ ને ક્ષેત્રમા અનેકાતદૃષ્ટિ એક સરખી ઉપયોગી છે જો તત્ત્વજ્ઞાન, ધર્મ, સાહિત્ય, કલા કે વિજ્ઞાનના વિધ–વિધ ક્ષેત્રોમા થયેલી પ્રગતિનો આજ સુધીનો ઇતિહાસ તપાસવામા આવે તો આ વાતની પૂરી પ્રતીતિ થશે

મનુષ્ય અને તેના સુખ દુ ખનો વિચાર અનેક દૃષ્ટિએ કરતા જ તત્ત્વજ્ઞાનનો ઉદય થયો વ્યક્તિ અને સમાજનો સ બ ધ અનેક દૃષ્ટિએ વિચારતા જ ધર્મનુ તત્ત્વ મળી આવ્યુ હૃદયગત ભાવોને આકાર આપવાની અનેકવિધ દૃષ્ટિમાથી જ સાહિત્ય અને કલા નિર્માણ થયા અને એક વસ્તુને અનેક દૃષ્ટિએ અનેક રીતે તપાસવાના પ્રયાસમાથી જ વિજ્ઞાન અસ્તિત્વમા આવ્યુ જો તે પૂર્વકાલીન રૂઢ માન્યતાઓને પકડીને બેસી રહ્યુ હોત તો તેની કોઇ પણ શોધખોળ અમલમા આવત ખરી ? દાખલા તરીકે 'લોખ ડ બહુ ભારે છે અને પાણીમા તે ડૂબી જાય છે,' આવી એકાત રૂઢ માન્યતા લાબા વખતથી પ્રચલિત હતી પર તુ વિજ્ઞાને તેને બીજી દૃષ્ટિએ જોવાનો

પ્રયાસ પણ ચાલુ રાખ્યો અને તેમ કરતા તેને જણાઈ આવ્યુ કે લોખંડ અમુક સંયોગોમા હલકુ પણ છે અને તેથી પાણીમા તરી શકે તેમ છે તેના આ અનેકાંતજ્ઞાને લોખંડની સ્ટીમરો તરતી થઈ તથા ડુબક કિસ્તીઓ દરિયાના પાણીમા ડુબકીઓ મારીને ચાલવા લાગી વળી શબ્દ સંબંધમા જૈનદર્શન સિવાય બીજા બધાની માન્યતા એવી હતી કે તે અરૂપી છે અને તેથી કોઇ પણ રીતે પકડી શકાય તેવો નથી, પરંતુ વિજ્ઞાન આ એકાંતદૃષ્ટિને વળગી રહ્યુ નહિ તેણે તો અનેકાંતદૃષ્ટિનો ઉપયોગ જ ચાલુ રાખ્યો અને ત્યારે જ તે જાણી શકયુ કે શબ્દ રૂપી છે અને તેવી અમુક સંયોગોમા તે પકડી શકાય તેવો છે તેના આ જાતના જ્ઞાનમાથી ગ્રામોફોન, ટેલિફોન અને રેડિયો જેવા સાધનો હસ્તીમા આવ્યા એ જ મુજબ દરેક શોધખોળનુ સમજવાનુ છે

## અનેકાન્તદૃષ્ટિનુ મહત્ત્વ

જ્ઞાનપ્રાપ્તિના મુખ્ય સાધનો અભ્યાસ, તુલના અને સમન્વય મનાય છે પરંતુ અનેકાંતદૃષ્ટિ ન હોય તો તેમાનુ કોઈ પણ સાધન સંભવી શકે ખરૂ ? વસ્તુઓને અનેક દૃષ્ટિએ જોવી અને તપાસવી એ અભ્યાસ છે વસ્તુઓમા રહેલા વિવિધ ગુણોને અનેક દૃષ્ટિએ સરખાવવા એ તુલના છે અને વસ્તુઓમા રહેલા વિરુદ્ધાવિરુદ્ધ અનેક ગુણોમા સમાનતા શોધવી એ સમન્વય છે એટલે અનેકાંતદૃષ્ટિ ન હોય તો અભ્યાસ સંભવતો નથી, અનેકાંતદૃષ્ટિ ન હોય તો તુલના થઇ શકતી નથી અને અનેકાંતદૃષ્ટિ ન હોય તો સમન્વય સાધી શકાતો નથી તાત્પર્ય કે જો અનેકાંતદૃષ્ટિને આગળ કરીને ચાલવામા

આવે તો જ સત્યપ્રાપ્તિ તરફ ઝડપી કૂચ કરી શકાય છે અને જ્ઞાનના ભ ડોળમા વિશ્વાસ લાયક ઉમેરો કરી શકાય છે

વ્યવહાર તરફ નજર કરો તો ત્યા પણ અનેકાતદૃષ્ટિની જ સફલતા જણાશે જે મનુષ્ય પોતાના 'એક'નો વિચાર કરે છે તે સ્વાર્થી અને એકલપેટો ગણાય છે, જ્યારે 'અનેક'નો વિચાર કરનાર વિવેકી અને પરગજુ ગણાય છે વળી જે મનુષ્ય પિતા, માતા, પત્ની, પુત્ર, પુત્રીઓ કે સ્વજન એ બધા પર સરખી નજર ન રાખતા તેમાના કોઈ એક તરફ જ ઢળેલો રહે છે, તેનો વ્યવહાર શીઘ્ર બગડે છે અને તેથી તે અનેક પ્રકારની વિડ બનાને પાત્ર બને છે, તે જ રીતે જે મનુષ્ય પોતાને પાનાચ દ તરીકે, પ્રાણુશ કર તરીકે, પૃથ્વીરાજ તરીકે કે પૂજા તરીકે માત્ર 'એક' ગણે છે, તે આ જગતમા પોતાનુ કર્ત્તવ્ય બરાબર બજાવી શકતો નથી જ્યારે પોતાને પાનાચ દ, પ્રાણુશ કર, પૃથ્વીરાજ કે પૂજા ઉપરાત કોઇનો પુત્ર, કોઈના પિતા, કોઇનો પતિ, કોઈનો ભાઈ, કોઈનો કાકો, કોઈનો મામો, કોઈનો પુઓ કે કોઇ ગામ, નગર અથવા દેશનો વતની તથા કોઈ પણ જ્ઞાતિ, સમાજ કે ધર્મનો સભ્ય એમ અનેક પ્રકારનો ગણે છે, તે જ પોતાની ફરજ યથાર્થ રીતે બજાવી શકે છે અને તેને જ ખરી સફલતા પ્રાપ્ત થાય છે

જે મનુષ્યો એમ માને છે કે 'વિવિધ દૃષ્ટિબિ દુઓ ધરાવતા બે પક્ષમા એક સાચો અને બીજો ખોટો હોવો જોઈએ, પર તુ બ ને ખોટા કે બ ને સાચા હોઈ શકે નહિ ' તેમણે પોતાની આ માન્યતા વ્યવહારના ક્ષેત્રમા કસી જોવા જેવી છે ધારો કે સાસુ અને વહૂ વચ્ચે ઝઘડો જામ્યો છે અને તે કોઈ

પણ રીતે પતતો નથી આવા પ્રસંગે તે કુટુંબનો અગ્રણી શું કરશે ? જો એકને સારી કે સાચી કહેશે ને બીજીને ખરાબ કે ખોટી કહેશે તો એ ઝઘડો કદી પતશે ખરો ? એવા પ્રસંગે હાવકાઈથી એમ જ કહેવું પડશે કે 'તમારી પણ ભૂલ છે અને તમારી પણ ભૂલ છે, માટે શાણા થઈને સમજી જાઓ' અથવા 'તમે બંને ડાહ્યા થઈને આ શું કરો છો ? માટે હવે શાંત થાઓ' અનેકાન્તદૃષ્ટિની આથી વિશેષ સફળતા બીજી કઈ હોઈ શકે ?

## અનેકાંતદૃષ્ટિનો સ્વીકાર

અનેકાંતદૃષ્ટિનો સ્વીકાર એક યા બીજા સ્વરૂપે જગત્‌ના તમામ પ્રસિદ્ધ દર્શનોએ અને તત્ત્વવેત્તાઓએ કરેલો છે ઋગ્વેદમાં જણાવ્યું છે કે 'नासदासीन्न सदासीत्तदानीम् (૧૦ ૧૨૯-૧) અર્થાત્ એ વખતે સત્ પણ ન હતું અને અસત્ પણ ન હતું ઈશાવાસ્યોપનિષદ્‌માં જણાવ્યું છે કે 'तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके' (૫) અર્થાત્ તે હાલે છે અને નથી હાલતો તથા તે દૂર પણ છે અને નજીક પણ છે કઠોપનિષદ્‌માં બ્રહ્મનું વર્ણન કરતાં કહ્યું છે કે 'अणोरणियान् महतो महीयान्' (૨-૧૦) અર્થાત્ તે અણુથી પણ નાનો છે અને મહાનથી પણ મહાન છે વળી શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે 'सन्न्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ' (૫-૯) અર્થાત્ સંન્યાસ અને કર્મયોગ બંને ઉત્તમ છે

વેદાન્તના અનિર્વચનીય વાદમાં, કુમારિલના સાપેક્ષવાદમાં અને બૌદ્ધોના મધ્યમ માર્ગમાં એક પ્રકારની અનેકાંતદૃષ્ટિ નહિ તો બીજું શું છે ?

ગ્રીક દર્શનમા એમ્પીડોક્લીસ્, એટોમિસ્ટમ્ અને અનૈક્સાગોરસ દાર્શનિકોએ ઇલિયટિક્સના નિત્યવાદ અને હૈરેકિલટસના ક્ષણિકવાદનો સમન્વય કરીને નિત્યદશામા રહેલા પદાર્થોમા આપેક્ષિક પરાવર્તનનો સિદ્ધાત સ્વીકારેલો છે પશ્ચિમના આધુનિક વિચારકોમા પણ આ જાતના વિચારોની કમી નથી દાખલા તરીકે જર્મનીનો પ્રખ્યાત તત્ત્વવેત્તા હેગલ કહે છે કે–વિરુદ્ધધર્માત્મકતા એ જ આ સસારનુ મૂળ છે કોઇ વસ્તુનુ યથાર્થ વર્ણન કરવા માટે એ વસ્તુ સબધી સપૂર્ણ સત્ય કહેવાની સાથે એ વસ્તુના વિરુદ્ધ ધર્મોનો સમન્વય કેમ થઇ શકે એ બતાવવુ જ જોઇએ નૂતન વિજ્ઞાનવાદનો પ્રચારક બ્રેડલે જણાવે છે કે–બીજી વસ્તુઓ સાથે તુલના કરવાથી પ્રત્યેક વસ્તુ આવશ્યક અને અનાવશ્યક એમ બે રીતે સિદ્ધ થાય છે માનસશાસ્ત્રના વિદ્વાન પ્રો વિલિયમ જેમ્સ કહે છે કે–આપણી દુનિયા અનેક છે સાધારણ મનુષ્ય એ દુનિયાનુ જ્ઞાન એક બીજાથી અસબદ્ધ અને અનપેક્ષિત કરે છે પરતુ પૂર્ણ તત્ત્વવેત્તા તે જ છે કે જે બધી દુનિયાઓને એક બીજાથી સબદ્ધ તથા અપેક્ષિત રૂપમા જાણે છે આવા જ વિચારો નૈયાયિક જોસેફ, પેટી અને એડમન્ડ હાર્મ્સ આદિ વિદ્વાનોએ પ્રગટ કરેલા છે

## અનેકાતવાદ એ જ સ્યાદ્વાદ

અનેકાતદષ્ટિ એક યા બીજા રૂપે સર્વત્ર સ્વીકારાયેલી હોવા છતા તેનુ સ્પષ્ટ અને વ્યવસ્થિત નિરૂપણ કરીને તેની એક વાદ ( સિદ્ધાન્ત ) તરીકે સ્થાપના કરનાર તો જૈનધર્મ જ છે

અને કદાચ એકરૂપ જ છે આ વાદને આધારે થતી વાક્યરચનામા 'સ્યાત્' પદની પ્રધાનતા હોય છે, જેમ કે —

(૧) स्याद् अस्ति આ વસ્તુ અમુક અપેક્ષાએ છે

(૨) स्याद् नास्ति આ વસ્તુ અમુક અપેક્ષાએ નથી

(૩) स्याद् अस्तिनास्ति આ વસ્તુ અમુક અપેક્ષાએ છે અને અમુક અપેક્ષાએ નથી

(૪) स्याद् अवक्तव्य આ વસ્તુ બે વિરુદ્ધ અપેક્ષાથી કહી શકાય તેવી નથી એટલે અવક્તવ્ય છે

(૫) स्याद् अस्ति अवक्तव्य આ વસ્તુ અવક્તવ્ય હોવા છતા અમુક અપેક્ષાએ છે

(૬) स्याद् नास्ति अवक्तव्य આ વસ્તુ અવક્તવ્ય હોવા છતા અમુક અપેક્ષાએ નથી

(૭) स्याद् अस्तिनास्ति अवक्तव्य આ વસ્તુ અવક્તવ્ય હોવા છતા અમુક અપેક્ષાએ છે અને અમુક અપેક્ષાએ નથી, તેથી તેને સ્યાદ્વાદ પણ કહેવામા આવે છે

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્ય તેમના પ્રસિદ્ધ વ્યાકરણમા 'सिद्धि स्याद्वादात्' એ સૂત્ર પરની સ્વોપજ્ઞવૃત્તિમા જણાવે છે કે 'स्यादित्यव्ययमनेकान्तद्योतकम् । ततः स्याद्वादोऽनेकान्तवाद 'સ્યાત્' અવ્યય અનેકાન્તનુ દ્યોતક છે, તેથી સ્યાદ્વાદ એ અનેકાન્તવાદ છે જો 'સ્યાત્' નો અર્થ 'કથચિત્' કે 'કોઈ અપેક્ષાથી' એ પ્રમાણે કરીએ તો એક જ વસ્તુમા અનેક ધર્મનો સ્વીકાર કરવાનો પ્રસગ ઉભો થાય

છે, જે અનેકાન્તવાદ અને સ્યાદ્વાદની અભિન્નતાને જ પ્રકટ કરે છે આ વાદ અપેક્ષાપ્રધાન હોવાથી કેટલાક તેને અપેક્ષા વાદ તરીકે પણ ઓળખે છે

## સ્યાદ્વાદનુ સાહિત્ય.

અનેકાન્તવાદ, અપેક્ષાવાદ કે સ્યાદ્વાદનુ મહત્વ અને સ્વરૂપ સમજવા માટે નીચેનુ સાહિત્ય જોવાની જરૂર છે

(૧) જૈનાગમો–આચારાગ સૂત્ર, સૂત્રકૃતાગ સૂત્ર, ભગવતી સૂત્ર, જ્ઞાતાધર્મકથા વગેરે

(૨) જૈનાગમોનુ ટીકા સાહિત્ય–ઉપરના સૂત્રો પર રચાયેલી નિર્યુક્તિઓ, ચૂર્ણિઓ તથા ટીકાઓ

(૩) શ્રી ઉમાસ્વાતિકૃત તત્વાર્થભાષ્ય

(૪) શ્રી કુદકુદાચાર્યકૃત પચાસ્તિકાય અને સમયસાર

(૫) શ્રી સિદ્ધસેન દિવાકરકૃત સન્મતિતર્ક અને ન્યાયાવતાર

(૬) શ્રી સમન્તભદ્રકૃત આપ્તમીમાસા

(૭) શ્રી મલ્લવાદીકૃત દ્વાદશારનયચક્ર

(૮) શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત વિશેષાવશ્યક ભાષ્ય

(૯) શ્રી અકલકકૃત તત્વાર્થ રાજવાર્તિક

(૧૦) શ્રી હરિભદ્રસૂરિકૃત અનેકાન્તજયપતાકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય તથા ષડ્દર્શનસમુચ્ચય

(૧૧) શ્રી વિદ્યાનંદકૃત તત્ત્વાર્થ શ્લોકવાર્તિક, અષ્ટસહસ્રી અને આપ્તપરીક્ષા

(૧૨) શ્રી અભયદેવસૂરિકૃત સન્મતિતર્ક ટીકા (વાદમહાર્ણવ) તથા પ્રમેયકમલમાર્તંડ

(૧૩) શ્રી વાદિદેવસૂરિકૃત પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર અને તે પરની સ્યાદ્વાદરત્નાકર નામની ટીકા

(૧૪) શ્રી હેમચંદ્રાચાર્યકૃત અન્યયોગવ્યવચ્છેદિકા, અયોગ-વ્યવચ્છેદિકા તથા પ્રમાણમીમાંસા

(૧૫) શ્રી મલ્લિષેણસૂરિકૃત સ્યાદ્વાદમંજરી ટીકા

(૧૬) શ્રીમદ્ યશોવિજયજીકૃત નયોપદેશ, નયરહસ્ય, નયપ્રદીપ, ન્યાયખંડનખાદ્ય, ન્યાયાલોક, શાસ્ત્રવાર્તાસમુચ્ચય પરની ટીકા, સ્યાદ્વાદકલ્પલતા તથા અષ્ટસહસ્રી ટીકા

આ ઉલ્લેખ નોંધપાત્ર સાહિત્યનો જ છે. તે સિવાય બીજી પણ નાની મોટી અનેક કૃતિઓ ઉપલબ્ધ છે.

## સ્યાદ્વાદ વિષે ગેરસમજ અને અનર્થો પ્રચાર

સ્યાદ્વાદ પર રચાયેલા સાહિત્યદ્વારા તેનો યોગ્ય પરિચય કરવાને બદલે તેનું ઉપરટપકે નિરીક્ષણ કરીને કેટલાક વિદ્વાનોએ તેને સંશયવાદ કે અનિશ્ચિતવાદ તરીકે જાહેર કર્યો છે. આ પ્રવૃત્તિ શ્રીમચ્છંકરાચાર્યથી માંડીને આજના સુપ્રસિદ્ધ વિચારક પ્રો. રાધાકૃષ્ણન્ સુધી ઓછા કે વત્તા અંશે ચાલુ રહેલી છે અને કેટલાકોએ તેનું ખંડન કરવાનો પ્રયાસ પણ

કર્યો છે પરતુ આ પ્રવૃત્તિ કેટલી સમુચિત ગણી શકાય તેનો ખ્યાલ નીચેના સત્યપ્રિય તટસ્થ વિચારકોના અભિપ્રાય પરથી આવી શકશે

## અભ્યાસીઓના અભિપ્રાય

શ્રીમાન્ પડિત ગગાનાથ ઝા એમ એ, ડી લીટ્ એક સ્થળે જણાવે છે કે–જ્યારથી મે શકરાચાર્ય દ્વારા થયેલુ જૈન સિદ્ધાતનુ (અનેકાતવાદનુ) ખડન વાચ્યુ ત્યારથી મને ખાતરી થઇ કે આ સિદ્ધાતમા ઘણુ મહત્ત્વ રહેલુ છે, જેને વેદાન્તના એ આચાર્ય સમજ્યા નથી જો તેમણે જૈન ધર્મના મૂળ ગ્રથો જોવાનુ કષ્ટ ઉઠાવ્યુ હોત તો તેમને એનો વિરોધ કરવા જેવી કોઇ વાત દેખાત નહિ

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર શ્રી આનદશકર બાપુભાઈ ધ્રુવ જે વર્ષો સુધી કાશી હિદુ વિદ્યાપીઠના આચાર્ય હતા, તેમણે એક માનનીય વ્યાખ્યાનમા જણાવ્યુ છે કે–સ્યાદ્વાદનો સિદ્ધાત એકીકરણના દષ્ટિબિદુને આપણી સમક્ષ રજૂ કરે છે શકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપો કર્યા છે તે એના મૂળ રહસ્યની સાથે બિલકુલ સબધ ધરાવતા નથી એ તો એક વાત સિદ્ધ છે કે વિવિધ દષ્ટિબિન્દુથી નિરીક્ષણ કર્યા વિના આપણે કોઈ પણ વસ્તુ પૂર્ણરીત્યા જાણી શકતા નથી, અને તેથી જ સ્યાદ્વા૦ ઉપયોગી અને સાર્થક છે મહાવીરના બતાવેલા સ્યાદ્વાદને લોકો સશયવાદ કહે છે પણ હુ એ વાતનો સ્વીકાર કરતો નથી સ્યાદ્વાદ એ સશયવા૦ નથી પણ આપણને એક દષ્ટિબિદુ પૂરુ પાડે છે અને વિશ્વનિરીક્ષણ માટે નવો પાઠ આપે છે

હિદના વિદ્વાન સાહિત્યકાર કાકા શ્રી કાલેલકર જણાવે છે કે-એકજ સત્ય અનેક રૂપમા પ્રગટ થાય છે એક એક જાતિ, એક એક જમાનો અને એક એક દેશ સત્યના એક એક અશનુ ગ્રહણ કરી શકે છે અને તેથી પરસ્પર વિરોધી દેખાતી છતા બધી દૃષ્ટિઓ સાચી હોય છે, એ જૈનોના સ્યાદ્વાદનુ તત્ત્વ હિદુસ્તાનના આખા ઇતિહાસમા ઘડાએલુ આપણે જોઈએ છીએ વળી તેઓ 'ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ' નામના લેખમા જણાવે છે કે-અમુક દૃષ્ટિએ જોતા એક વસ્તુ એક રીતે દિસે છે, બીજી દૃષ્ટિએ તે બીજી રીતે દેખાય છે જન્માધો જેમ હાથીને જુદી જુદી રીતે તપાસે તેવી આ દુનિયામા આપણી સ્થિતિ છે

મદૃગત મ્હેસુર નરેશે એક માનનીય વ્યાખ્યાનમા જણાવ્યુ હતુ કે-જૈન ધર્મના અનેકાતવાદે તમામ ધર્મો, ફિલસુફીઓ અને યુક્તિવાદનુ ઐક્ય શોધેલુ છે

પડિત હસરાજજી શર્માએ 'દર્શન અને અનેકાતવાદ' એ નામના પુસ્તકમા જણાવ્યુ છે કે-અનેકાતવાદ એ અનુભવ સિદ્ધ, સ્વાભાવિક અને પરિપૂર્ણ સિદ્ધાન્ત છે

આ જ રીતે બીજા અનેક તટસ્થ વિદ્વાનોએ આ સિદ્ધાતના મહત્ત્વને સ્વીકાર્યું છે, જેમા યુગપુરુષ મહાત્મા ગાધીજીનો પણ સમાવેશ થાય છે તેઓએ જણાવ્યુ છે કે-અનેકાતવાદ મને બહુ પ્રિય છે તેમાથી હુ મુસલમાનોની દૃષ્ટિએ તેમનો, ખ્રિસ્તીની દૃષ્ટિએ તેમનો વિચાર કરતા શીખ્યો મારા વિચારોને કોઈ ખોટા ગણે ત્યારે મને તેના અજ્ઞાન વિષે પૂર્વે રોષ

ચઢતો હવે હુ તેઓનુ દૃષ્ટિબિંદુ તેઓની આખે જોઈ શકુ છુ કેમ કે હુ જગતના પ્રેમનો ભૂખ્યો છુ અનેકાંતવાદનુ મૂળ અહિંસા અને સત્યનુ યુગલ છે

## સ્યાદ્વાદનો સંદેશ

સ્યાદ્વાદનો સંદેશ એ છે કે-મિથ્યા માન્યતા અને તેના આગ્રહમાથી દુરાગ્રહ પેદા થાય છે, દુરાગ્રહમાથી કલેશ અને કકાસના બીજ વવાય છે અને કલેશ કે કકાસના બીજમાથી મોટા ઝઘડા કે લડાઈઓ ફાટી નીકળે છે, જે પોતાને તથા આસપાસના સઘળાને ખુવાર કરે છે, તેથી સાચુ એ છે કે-દુરાગ્રહને છોડી દેવો અને મધ્યસ્થતાને ધારણ કરવી, જેવી દરેક વસ્તુનો વિચાર નિષ્પક્ષપાતપણે કરી શકાય અને તેમા સાચુ શુ છે અને ખોટુ શુ છે? તે યથાર્થ રીતે જાણી શકાય

## ઉપસંહાર

જુદા જુદા કથનો અને મતવ્યમાથી યોગ્ય સાર ગ્રહણ કરવો અને 'મારુ તે સાચુ નહિ' પણ 'સાચુ તે મારુ' એ સિદ્ધાતને અનુસરી જ્યા સત્ય જણાય ત્યાથી તેને ગ્રહણ કરવુ અને તે બધાનો ઉપયોગ રાગદ્વેષ રહિત થવામા કરવો કે જેના પરિણામે મુક્તિનુ મગલ સુખ અવશ્ય માણી શકાય

સર્વે મનુષ્યો 'સાચુ અને ખોટુ' સમજતા થાય અને તેના વિવેક વડે પોતાના આત્માનુ તથા વિશ્વનુ કલ્યાણ કરે એ જ મગલકામના

## સુખ જોઇતુ હોય તો શુ કરવુ ?

सुखार्थं सर्वभूताना, मताः सर्वा प्रवृत्तय ।
सुख नास्ति विना धर्मं, तस्मात् धर्मपरो भवत् ॥

અર્થ:—સર્વ પ્રાણીઓની સર્વ પ્રવૃત્તિઓ સુખને મા
માનેલી છે, પરતુ ધર્મ વિના સુખ મળતુ નથી તેથી ધર્મ કર
જ તત્પર થવુ જોઇએ



## તાત્ત્વિક પ્રકાશ મેળવવો હોય તો શુ કરવુ ?

नि सङ्गो निर्ममः शान्तो, निरीह सयमे रत ।
यदा योगी भवेद त, तत्त्वमुद्भासते तदा ॥

અર્થ:—જ્યારે યોગી સગ સ ગ રહિત, મમતા રહિત શાત
રહિત અને સયમને વિષે રાગી થાય છે ત્યારે તેના અ તઃક
તત્ત્વને પ્રકાશ થાય છે